आगमोद्धारक



शासनशार्दूल-सुरतना सागरजी

(अन्तिमपञ्चदशदिनानि यावद्ध्यानलीनाधपद्मासना ।)

निर्याणम्--सूर्यपुरे संवत् २००६ वैशाख कृष्ण पञ्चमी शन्वासरे ता ६-५-१९५०

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ગ્રંથાંક ૯૬

તપાગચ્છીય સમર્થ વિદ્વાન શ્રી રત્નશેખરસૂરિવિરચિત

# શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ

મૂલ અને સ્વોપજ્ઞ 'શ્રી શ્રાદ્ધવિધિ' કૌમુદી નામક ટીકાનો
શુદ્ધ અને સરલ ગુજરાતી અનુવાદ

સંપાદક-સંશોધકો

પૂ. આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી ચરણચંચરીકો
પૂ. મુનિરાજશ્રી વિક્રમવિજયજી મહારાજ
પૂ. મુનિરાજશ્રી ભાસ્કરવિજયજી મહારાજ

પ્રસિદ્ધકર્તા
શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી
મોતીચંદ મગનભાઈ ચોકસી
મેનેજીંગ ટ્રસ્ટી

શેઠ દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડ
બડેખાન ચકલા, ગોપીપુરા-સુરત

| | | |
|---|---|---|
| વીર સંવત | વિક્રમ સંવત | ઇ. સ. |
| ૨૪૭૮ | ૨૦૦૮ | ૧૯૫૨ |



શેઠ દે૦ લા૦ જૈન પુસ્તકોદ્ધાર ફંડના ઉપદેશદ્વારા સંસ્થાપક
અને ફંડના પ્રાણસ્વરૂપ ધ્યાનસ્થ

## આગમોદ્ધારક શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજીના

ગ્રન્થ બહાર પડે તે પૂર્વે થયેલા કાલધર્મ અંગે
આગમોદ્ધારકજીના આત્માને

## વંદનાંજલિ

## Tapā gacchāchārya His Holiness Shree Vijaya-Siddhisūrīshvar



प्रशमपीयूषपयोनिधि परमतपस्वी परमाराध्यतपोगच्छालङ्कार
शासनसौधस्तम्भायमानसूरिपुरंदर

## १००८ श्रीमद्विजयसिद्धिसूरीश्वर

जन्म—वि स १९११ श्रावणशुक्ल १५, क्षत्रपालपोळ अमदावाद

दीक्षा—वि स १९३४ ज्येष्ठकृष्ण २, अमदावाद

गणी—पंन्यासपद वि स १९५७ आषाढशुक्ल ११, सुरत

सूरिपद—वि स १९७५ माघशुक्ल ५, महेसाणा

नि सा प्रेस, मुंबई



# પ્રસ્તાવના

અનાદિકાળથી કર્મસંયોગોને આધીન બની અનેક ઉપમાઓ દ્વારા શાસ્ત્રકારોએ ભયંકર તરીકે ઓળખાવેલા દુઃખમય, દુઃખફલક અને દુઃખાનુબંધી એવા આ સંસારમાં નિગોદ આદિ સ્થાનોમાં સુખાભિલાષુક હોવા છતાં દુઃખોને પ્રાપ્ત કરી પરિભ્રમણ કરતા જીવોના એકાન્ત અને નિસ્વાર્થ ઉપકારના અર્થે શાસનની સ્થાપના કરતાં, અનંત ઉપકારી શ્રી જિનેશ્વર ભગવંતોએ, સર્વવિરતિ ધર્મ અને દેશવિરતિ ધર્મ—શ્રમણ અને શ્રાવક ધર્મનો ઉપદેશ કર્યો છે. સર્વારમ્ભના પરિત્યાગરૂપ અને ષટ્ જીવનિકાયને અભયદાન આપવાસ્વરૂપ શ્રી શ્રમણ ધર્મને અંગીકાર સહુ કોઈ કરી શકે એ દુઃશક્ય છે. આ રીતિએ આરાધના કરવાને અસમર્થ પ્રાણીઓને માટે સર્વવિરતિરૂપ શ્રમણધર્મની ભૂમિકારૂપ સમ્યક્ત્વમૂલ દેશવિરતિરૂપ શ્રાવક ધર્મની પણ તે અનંત ઉપકારીઓએ પ્રરૂપણા કરી છે. મહાન્ પુણ્યોદયે પ્રાપ્ત થતા મનુષ્યભવને પામીને શ્રાવક ધર્મની આરાધના કરવાને ઉત્સુક આત્માઓને તે ધર્મમાં માર્ગદર્શન આપવાને અને ધર્મપાલનમાં સ્થિર કરવાને અહીં રજૂ થતું સ્વોપજ્ઞવૃત્તિ સમલંકૃત શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ એક અનુપમ સાધન છે. કોઈ પણ ધર્મક્રિયાઓ તેના રહસ્યોને યથાર્થ રીતિએ સમજીને કરવામાં આવે તો અનેકગુણા ફલને અર્પનારી બને છે. આ ગ્રંથરત્નમાં ફરમાવાયેલ જૈનત્વને જીવનારા સકલ જૈનો બની જાય તો સ્વાર્થ પ્રપંચ અને હિંસાના ઝેરીના વાતાવરણથી ખદબદતા આ વિશ્વમાં આદર્શ જીવનનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ પૂરું પડે.

## શ્રાદ્ધવિધિ પ્રકરણ અને તેની સ્વોપજ્ઞ ટીકા

શ્રાવક ધર્મને અંગે વિધિવાદનું નિરૂપણ કરતા ગ્રંથરત્નોમાં શ્રાદ્ધવિધિ પ્રકરણ અગ્રસ્થાન ધરાવે છે. તેની રચના પ્રાકૃત ભાષામાં થયેલી છે. તેની ફક્ત સત્તર જ ગાથાઓ છે. આ સત્તર ગાથાઓમાં પણ ગ્રંથકારે પ્રતિપાદ્ય વિષયોને અતિ સંક્ષેપથી છતાં સુસ્પષ્ટપણે સમાવી દીધા છે.

આ પ્રકરણના ઉપર ગ્રન્થકારે પોતે જ 'શ્રાદ્ધવિધિકૌમુદી' નામક ૭ હજાર સાતસો એકસઠ શ્લોકપ્રમાણ અતિ વિસ્તૃત વૃત્તિ સંસ્કૃત ભાષામાં રચી છે. મૂલ ગ્રંથમાં નિર્દિષ્ટ વિષયો અને પ્રસંગાનુસાર પ્રાપ્ત થતા અનેકાનેક અન્ય વિષયોને, ટીકામાં વિસ્તૃત રીતિએ વિવેચવામાં આવ્યા છે. ૧ દિનકૃત્ય ૨ રાત્રિકૃત્ય ૩ પર્વકૃત્ય, ૪ ચાતુર્માસિકકૃત્ય ૫ વર્ષકૃત્ય અને ૬ જન્મકૃત્ય એમ ૭ વિભાગ પાડી શ્રાવકોની કરણીય ધર્મક્રિયાઓનો અને તેને લગતા વિધિવિધાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ક્રિયાઓ આદિને યથાર્થ રીતિએ સમજાવવા માટે, શંકાઓ ઉપસ્થિત કરી, તે શંકાઓના શાસ્ત્રાનુસારી અને યુક્તિપ્રચુર સમાધાનો કરી નિરૂપિત વિષયોને દૃઢતર બનાવ્યા છે. ધર્મવિધિઓ બતાવવાનો જ મુખ્ય ઉદ્દેશ હોવા છતાં, પ્રસંગે વ્યાપારાદિ કેમ કરવાં? સગાસંબંધીઓ મિત્રો, પુત્રાદિ પરિવાર,

માતા પિતા તથા બંધુઓ અને નગરજનો આદિ સાથે કેમ વર્તવું ? ક્યારે કેવું ભોજન લે
મૂત્રાદિ ક્યાં ક્યારે અને કયી રીતિએ કરવાં ? સ્વપ્નોનું ફલવર્ણન સ્વરોદય જ્ઞાન ઇત
વ્યાવહારિક વિષયો પણ પ્રરૂપ્યા છે સ્થળે સ્થળે નીતિવચનો અને વ્યવહાર વચનોનો
કથિતબ્યને અતિ બળવત્તર બનાવવાનો ભગીરથ પ્રયત્ન પણ ગ્રંથકારે કર્યો છે તેમજ
જિનાગમાદિ પંચાંગી, પૂર્વાચાર્યો કૃત પ્રકરણાદિ ગ્રંથો તથા વેદ, સ્મૃતિ, પુરાણ આદિ અનેકાં
પ્રમાણો આપી પોતાની બહુશ્રુતતા, વિદ્વત્તા તથા સ્વપરશાસ્ત્રવેદિતાનો અચ્છો પરિચય પણ
સાથે સાથે તે તે ગ્રંથોના મૂળપાઠોને ઉધ્ધૃત કરી પ્રતિપાદ્ય વિષયોના પ્રામાણ્ય પ્રત્યે ગ્રંકા
વાચકોને નિઃશંક કરી દીધા છે

આ શ્રાદ્ધવિધિ કૌમુદી નામક અતિવિસ્તૃત વૃત્તિની રચના વિ. સં. ૧૫૦૬માં કરવામ
રચનાસ્થળનો નિર્દેશ ગ્રંથકારે કર્યો નથી મૂળના રચનાસમયનો નિર્દેશ પણ મળતો નથ
રચના પૂર્ણ કરતાં એકાદ વર્ષનો સમય ગણીએ તો મૂળનો રચનાસમય વિ સં ૧૫૦૪
સં ૧૫૦૫ અનુમાની શકાય એ પણ સંભવિત છે કે—મૂળની રચના ઘણાં વર્ષો અગા
અને વૃત્તિ પાછળથી રચવામાં આવી હોય વૃત્તિના સંશોધનાદિકમાં જિનહંસગણિ આદિએ સા
ગ્રંથકારે પોતે જ અન્તપ્રશસ્તિમાં ઉલ્લેખ્યું છે

## ગ્રંથકાર શ્રી રત્નશેખરસૂરિજી

આ ગ્રંથના કર્તા તપાગચ્છીય શ્રી રત્નશેખરસૂરિજી છે તેઓ શ્રીમદે પોતાના પુનિત
નગર કે ગામને પવિત્ર કર્યું હતું ? કયા માતાપિતાદિના કુલવંશને અલંકૃત કર્યાં હતાં ?
પિતાદિનું પુણ્ય અભિધાન તથા તેમનું સંસારાવસ્થાનું અભિધાન શું હતું ? તે વિગેરે કઇ
ગ્રંથકારે કર્યો નથી આ જિજ્ઞાસાની તૃપ્તિ કરનારાં અન્ય સાધનો પણ ઉપલબ્ધ થતાં નથ
શ્રી ધર્મસાગરજીકૃત સ્વોપજ્ઞ ટીકા વિભૂષિત શ્રી તપાગચ્છપટ્ટાવલી આદિ જે સાધનો
તેના ઉપર જ સંતોષ માનવો પડે છે

તેઓશ્રીનો જન્મ વિ સં ૧૪૫૭માં થયો હતો [1] વિ સં ૧૪૬૩માં દીક્ષા અંગીક
વિ સં ૧૪૮૩માં પંડિતપદ વિ સં ૧૪૯૩માં ઉપાધ્યાયપદ અને વિ સં ૧૫૦૨માં
થયું હતું તેઓશ્રીનો કાલધર્મ (સ્વર્ગ-ગમન) વિ સં ૧૫૧૭ના પોષ વદ છઠના દિવસે
આથી એ ફલિત થાય છે કે ૭ વર્ષની બાલ્યવયે તેઓશ્રીએ દીક્ષા અંગીકાર કરી હતી

---

૧ તપાગચ્છપટ્ટાવલીમાં તેઓના જન્મસમયને અંગે બે મત દર્શાવ્યા છે ૧૪૫૭ અને ૧૪
૧૪૫૭ વાળો મત અધિક પ્રચલિત હોય તેમ લાગે છે કારણ કે, તે પછીના પટ્ટાવલીકારોએ ઉક્ત બે મ
ના એક જ મતનો ઉલ્લેખ કર્યો છે જુઓ ઉપાધ્યાય શ્રી જીવનવિજયકૃત પટ્ટાવલીસારોદ્ધાર (
ભા ૧, પૃ ૧૫૬) અને અજ્ઞાતકર્તૃક શ્રી ગુરુપટ્ટાવલી (પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧ પૃ ૧૭૨)

૨ તેમણે કરાવેલ પ્રતિષ્ઠાનો લેખ વિ. સં. ૧૫૨૩ ચૈત્ર સુદિ ...

# સાદર સમર્પણ

પ્રશમપીયૂષપયોનિધિ પરમ તપસ્વી પરમારાધ્ય તપાગચ્છાલંકાર શાસનસૌધસ્તંભાયમાન સૂરિપુરંદર ૧૦૦૮ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજીના કરકમળમાં તપાગચ્છાલંકાર શ્રી રત્નશેખરસૂરિજીવિરચિત શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ મૂલ અને તેની સ્વોપજ્ઞ શ્રાદ્ધવિધિ કૌમુદી નામક ટીકાનો શુદ્ધ અને સરલ ગુજરાતી અનુવાદ વિનમ્રપણે સમર્પતા કરતા આતરાહ્લાદ અનુભવીએ છીએ.

વસંતપંચમી
૨૦૦૮
તા ૩૧-૧-૫૨

**મોતીચંદ મગનભાઈ ચોકસી**
તથા અ ૫ માનાર્હ સંચાલકો
શેઠ દે લા જૈ પુ ફંડ સુરત

વયે પંડિતપદ મળ્યું હતું ૩૬ વર્ષની વયે ઉપાધ્યાયપદ અને ૪૫ વર્ષની વયે સૂરિપદારોપણ થયું હતું તેઓશ્રીનો સમગ્ર જીવન-કાલ ૬૦ વર્ષનો હતો

સ્તંભતીર્થ(ખંભાત)માં બાંબી નામના ભટ્ટે તેમને 'બાલસરસ્વતી' એવું બિરુદ આપ્યું હતું [3]

બેદરપુર(દક્ષિણ)માં મહાન્ બ્રાહ્મણ ભટ્ટનો તેમણે પરાજય કર્યો હતો [4]

સોમસૌભાગ્ય કાવ્ય(સર્ગ ૧૦)માં લખ્યું છે કે-તેમને આચાર્યપદ દેવગિરિ(દોલતાબાદ)ના વ્યાપારી મહાદેવે અપાવ્યું હતું તેમજ તેમણે સૂરિપદ-પંડિતપદ-મુનિપદ આપવાના, જિનમન્દિરોની પ્રતિષ્ઠાના, માલારોપણના તથા યોગવિધિ કરાવવા આદિ અનેક શુભ કાર્યો કર્યા હતાં

તેઓ યુગપ્રધાનશ્રી સોમસુન્દરસૂરિજીના શિષ્ય હતા [5] સંતિકર સ્તોત્રના રચયિતા સહસ્રાવધાની શ્રી મુનિસુન્દરસૂરિજીના પટ્ટધર બન્યા હતા શ્રી ભુવનસુન્દરસૂરિજી પાસે તેમણે જ્ઞાનાભ્યાસ કર્યો હતો શ્રી સાધુરત્નસૂરિજીના સદુપદેશથી તેમને વૈરાગ્યરંગ લાગ્યો હતો

તેમના અસ્તિત્વ સમય દરમિયાન વિ. સં ૧૫૦૮માં, જિનપ્રતિમા આદિનું ઉત્થાપન કરનાર લુંકા મત પ્રવર્ત્યો હતો લુંકામતમાં પ્રથમ વેશધારી વિ સં ૧૫૩૩ માં ભાણા નામક થયા હતા

પ્રસ્તુત શ્રી રત્નશેખરસૂરિજી સિવાય બીજા પણ ત્રણ સમાન નામક આચાર્યો થયા છે ૧ શ્રીપાલ ચરિત્ર પ્રાકૃત તથા ગુણસ્થાનકમારોહ ઇત્યાદિ ગ્રન્થોના કર્તા, હેમતિલકસૂરિના શિષ્ય, બૃહદ્ગચ્છીય શ્રી રત્નશેખરસૂરિ, ૨ નાગેન્દ્રગચ્છીય શ્રી રત્નશેખરસૂરિ, ૩ પીપ્પલગચ્છીય શ્રી રત્નશેખરસૂરિ

## ગુજરાતી અનુવાદનું પ્રસ્તુત પ્રકાશન

આ ગ્રંથના ગુજરાતી અનુવાદના પ્રકાશનો, આ પહેલાં ૧ સુબાજી રવચંદ જેચંદ જૈનવિદ્યાશાલા, ૨ ચીમનલાલ સાંકળચંદ મારફતીઆ, તથા ૩ ભગુભાઇ ફતેચંદ કારભારી (જૈન પત્રની કચેરી) એમ ત્રણ સ્થલેથી થયાં છે જૈનોને જૈનમાર્ગની આરાધનામાં અનન્ય સાહાય્યક આ ગ્રંથરત્ન તેમ છતા દુષ્પ્રાપ્ય હોવાથી, અનેક મહાનુભાવો તરફથી તેના સુસંસ્કૃત પુન પ્રકાશન માટે ઇચ્છા વ્યક્ત થઇ રહી હતી તેથી આ અનુવાદના સંપાદનને લગતા કાર્યનો આરમ્ભ અમે કર્યો હતો મૂલ સંસ્કૃતગ્રન્થની સાથે શ્રી મારફતીયા અને શ્રી કારભારીના પ્રકાશનોને અર્થસંગતિ આદિની દૃષ્ટિએ અક્ષરશઃ મેલવતા જે અનુવાદ અમને યોગ્ય અને મૂલાનુસારી જણાયો તેનો અમે અહીં સંપાદનમાં ઉપયોગ કર્યો છે

---

૩ આ ઉલ્લેખનું સમર્થન શ્રી દેવવિમલગણિએ હીરસૌભાગ્ય સર્ગ ૪ શ્લોક ૧૨૮મા કર્યું છે

૪ જુઓ સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૧૦ તથા ગુરુગુણરત્નાકર કાવ્ય સર્ગ ૧

૫ શ્રી રત્નશેખરસૂરિજીએ, પોતાના ગુરુ તરીકે શ્રાદ્ધવિધિ પ્રકરણમા, સોમસુન્દરસૂરિજીનો તથા શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિમા ભુવનસુન્દરસૂરિજીનો નામોલ્લેખ કર્યો છે તેમણે કરાવેલ પ્રતિષ્ઠાના અનેકાનેક લેખોમા 'શ્રી સોમસુન્દર સૂરિશિષ્ય શ્રીરત્નશેખરસૂરિ' એવો ઉલ્લેખ પ્રાપ્ત થતો હોવાથી તેમના ગુરુ તરીકે ઉપર અમે શ્રી સોમસુન્દરસૂરિજીનો ઉલ્લેખ કર્યો છે

આ સપાદનમા બને અનુવાદોનુ મિશ્રણ કરવામા આવ્યુ છે આમા આપવામા આવેલા આગમાદિ સાક્ષીપાઠોના અર્થ અગે જયા અમને સગતિ ન જણાઇ ત્યા તેના મૂલગ્રથોનુ પર્યવેક્ષણ કરી તથા ટીકાદિ સાહિત્યને અવલોકી અનુવાદને શુદ્ધ અને પ્રામાણિક બનાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કરવામા આવ્યો છે અર્થ કરવામા પણ ઉક્ત બને અનુવાદમા ભૂલો હતી તેનુ પરિમાર્જન આ સપાદનમા કર્યુ છે તદુપરાંત ભાષાનો ઘટતો ફેરફાર કરીને અનુવાદને સુસ્પષ્ટ, સુવાચ્ય અને સરલ બનાવવાનો યથામતિ-યથાશક્ય પ્રયત્ન અમે કર્યો છે તેમ છતા આમા રહેલી ઊણપોનો અમને ખ્યાલ છે અને અમારી ધારણા મુજબનુ સપાદન થઇ શક્યુ નથી તેની અમને દિલગીરી પણ છે જ

આના સપાદન સશોધનમા અમૂલ્ય સહાય્ય કરનાર, પૂ ગુરુદેવ શ્રીમદ્‌વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના તો અમે સદાય ઋણી છીએ જ

ગુજરાતી અનુવાદના સપાદન-સશોધનનુ અમારુ આ પ્રથમજ કાર્ય હોઇ, આમા રહેલી અપૂર્ણતાઓ અને અશુદ્ધિઓને દરગુજર કરી વિરતિધર્મની યથાર્થ આરાધનાદ્વારા, ભવ્યાત્માઓ અનન્ત અને શાશ્વત સુખના ભોક્તા બનો એ શુભાભિલાષા સાથે આ પ્રસ્તાવનાને અહિ જ વિરામ આપીયે છીએ

પૂના કેમ્પ
પોષ વદ ૬ ગુરુવાર
વિ સ ૨૦૦૫

પૂ. આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વર-ચરણચચરીક
મુનિ વિક્રમવિજય,
મુનિ ભાસ્કરવિજય





# નિવેદન



હિંસા જ્યારે તાંડવનૃત્ય કરવાને થનગની રહી છે, સ્વાર્થાન્ધ બની મહા સત્તાઓ જ્યારે શસ્ત્રાશસ્ત્રોના પશુબલનુ પ્રદર્શન કરવામા રોકાઇ રહી છે, માનવ જ્યારે અન્યની સંપત્તિઓને યેન કેન હડપી જવાની નીચ પ્રવૃત્તિમા મશગૂલ બન્યો છે, વિજ્ઞાનના નામે વિનાશની ભયંકર ખીણ તરફ જનતા જ્યારે, જાણે અજાણે પણ ઘસડાઈ રહી છે ત્યારે અહિંસા, સત્ય અને પરોપકારના જ્વલંત આદર્શ સમા જૈનત્વને આરાધવાનો સાચો રાહ બતાવતા અને જીવનની જરૂરીયાતોને અલ્પ કરી, અન્ય જીવોને જરા પણ દુખી કર્યા વગર કેવલ ન્યાય માર્ગે જ જીવવાની પ્રેરણાનુ અમીપાન કરાવતા શ્રાદ્ધવિધિ પ્રકરણ અને તેની ટીકાના ગુજરાતી અનુવાદને, મુમુક્ષુ આત્માઓના હસ્તકમલમા અર્પણ કરતા અતિવ સંતોષ અનુભવાય છે

આ ગ્રન્થના સંપાદન-સંશોધનનુ કાર્ય, પૂ આ શ્રી વિજયલબ્ધિસૂરિજીના શિષ્ય પૂ મુનિરાજશ્રી વિક્રમવિજયજી મહારાજાએ તથા પૂ મુનિરાજશ્રી ભાસ્કરવિજયજી મહારાજાએ અતિ પરિશ્રમ લઇ કરી આપ્યુ છે તે માટે અમે તેમના ઋણી છીએ

વાચકો યથાયોગ્ય લાભ લઈ અમારા પરિશ્રમને સફલ કરે !


માખરીયા હાઉસ,<br>
૩૨૭ સર ૨વલ્લભભાઇ પટેલ રોડ<br>
મુબઇ નં. ૪<br>
સં ૨૦૦૮ વસંત પંચમી<br>
તા ૩૧-૧-૧૯૫૨

લી૦<br>
મોતીચંદ મગનભાઇ ચોકસી

श्राद्धविधि प्रकरण–सटीकना गुजराती अनुवादनी

# વિષય-સૂચી.

## પ્રથમ-પ્રકાશ દિનકૃત્ય.

ન વાછી કીર્ત્તિ કદા, ન વાછી સૌગ્ભ-કથા, વાછી ના જીવનની કાઇ માયા,
વાછી આત્મદાનને, દેહક્ષય અવગણી, અર્પિયુ સર્વતો ધર્મ-સારે શ્રુત૦ ૧૨

ખલકનો ખેપીઓ, મલકનો મોવડી, જેઠીઓ એ સુણ્યો જગત જૈની;
**વીરનો** વારીઓ, વાણી વિહારીઓ, શાસ્ત્રની સાખીયે વહત વાચા શ્રુત૦ ૧૩

શ્રુતનો સેવીઓ, ભક્તિનો ભોમિઓ, રાગીઓ નવ કદિ રાગી નિજનો,
સત્યનો સાથિયો સૂરિમા સૂર્યો, આત્મ લસોટતો શુદ્ધ-શૈલે શ્રુત૦ ૧૪

અમર જીવન જીવ્યુ, મૃત્યુ ઊજાળવા, લળી લગી વદના સઘ કરતો!
**આગમોદ્ધારક**, સૂરિ એ તારક, હર્ષથી મેલતા **અબ્ધિ-આનદમા** શ્રુત૦ ૧૫

(ત્યા તો— )

સુરત ગોપીપરે, વિધિ તો વિફરી, ચેનના બુઝવી, રાહૂ-કાળે ગ્રસી;
ચિદાનદ સાધવા, સમાધિ મહી સાધવા! લીધ તે સત્યનો માર્ગ સાચો શ્રુત૦ ૧૬

એહ, પણ, સઘપે, વિતીયુ કાળસમ, અશ્રુથી ભીંજતી સર્વ આખો,
**વીરનો** ધર્મ તો, આત્મમા વાસતો, 'વીર હે! વીર હે! વીર!' શ્રુત૦ ૧૭

**હેમ, ને હીર** અપિ, **યશો** ઉપાધ્યાયકા, તરવરે દૃષ્ટિયે તુજને પેખી!
શતક ત્રણ સો લગી, તુ સમો નવ થયો, **વીરના** ધર્મમા વીરબાહુ! શ્રુત૦ ૧૮

પુણ્યવત **સુર્ત** કે પુણ્યની હીનતા, અકલ એ પ્રશ્ન મમ આત્મ સૂધે
(પણ) કીર્તિ તારી વડે, સૂરત સૌરભ બહુ, તુજ સમા પૂજ્ય ક્યા આત્મ સાધે! શ્રુત૦ ૧૯

સુરતના સઘની વિપુલ એ પુન્યતા, કે તને પામીને આત્મ નર્તે,
બે હજાર છયનો (૨૦૦૬), કૃષ્ણ વૈશાખીઓ, તવ જતા એહની જ્યોત જાયે શ્રુત૦ ૨૦

પક્ષની પચમી, વાસરો મદ તો, છોડીઓ વાસ જે જીર્ણ થાતો,
નિબ-ઉપાશ્રયે, સ્થિર પદ્માસને, ચતુર પહોરે ઘટિ શુભ સાધી શ્રુત૦ ૨૧

---

**ખલકનો**–જૈન જગતને શ્રીવીરની વાણીનુ તરત પહોંચાડનાર ખેપીઓ, **વીરનો**–વર્ત્તમાનકાળમા શ્રીવીરના શાસનમાં વીરપુરુષ. **સેવીઓ**–શ્રુતની સેવા કરનારો મહાન્ સેવક **લસોટતો**–કસતો કસી જોતો **શુદ્ધ-શૈલે**–કસોટીયે આત્માને શ્રીવીરઆજ્ઞાની કસોટીયે કસનારો, કસોટી ઘસાય નહિ એવો પાષાણ હોવાથી 'શુદ્ધ-શૈલ' યોજ્યુ છે **હેમ**–આદિ શ્રીહેમચદ્રાચાર્ય શ્રીહીરવિજયસૂરિ, અને શ્રીયશોવિજયજી મહોપાધ્યાયની યાદ, તને દેખતા તાજી થતી **શતક ત્રણસો**–શ્રીયશોવિજયજી મહોપાધ્યાય અને આગમોદ્ધારકના સમયની વચ્ચે પ્રખર શ્રુતજ્ઞાની અને તાર્કિકશક્તિવાલા થયેલ કોઇ જાણવામા નથી આવ્યા.

**સુત**=સુરત **નર્તે**=નાચે રાચે **કૃષ્ણ વૈશાખીઓ**=વૈશાખનો કૃષ્ણપક્ષ (શ્યામ બનેલો વૈશાખનો શ્યામપક્ષ ) **પક્ષની**=કૃષ્ણપક્ષની પચમી. **વાસરો-મદ**=શનિવાર **વાસ**=જીર્ણ થયેલુ શરીર **નિંબ-ઉપાશ્રયે**=ગોપીપરાના માલીફળીઆમાં શ્રી મછુભાઇ દીપચદવાળી, આગળમાં લીંબડો હોવાથી 'લીંમડા-ઉપાશ્રય' નામે ઓળખાતી ધર્મશાળામાં, ગુરુદેવની પદર દિવસની સમાધિમા એ જ નિબવૃક્ષ બારી વાટે સમાધિ તેમજ બાકીની જીવનયાત્રા શાંતિથી પૂર્ણ કરાવવા માટે હોય નહિ તેમ દક્ષિણ દિશામાથી સ્વછાયા ગુરુદેવ ઉપર પ્રસારતો હતો અર્થાત્ દક્ષિણ દિશામાથી એ જ લીંમડાની છાયા બારીવાટે ગુરુદેવના સમાધિસ્થાન ઉપર રેલાતી હતી

મહા પરિઠાવણા, ઈશ માણક સૂરિ, વિજયપ્રીતીશ, ને અન્ય મુનિવર,
ગન્ધજળ સ્નાનને, વાસથી ક્ષેપીને, ગત્રિયે સ્થાપના દર્શ માટે. શ્રુત૦ ૨૨
દર્શને આવતા રાત્રીએ જાગતા, ખિન્નતા ધારતા ચિત્ત ચોટે,
લોક ઉમેગ્તુ, વાસથી પૂજતુ, દ્રમ્મ ચડાવતુ શક્તિયોગુ શ્રુત૦ ૨૩
બાળ ને વૃદ્ધ પણ, ભાવથી આવતા, ખેદથી ઉભતા મોહ ત્યાગી,
ધૂપ પધરાવતા, ધૂપધાણા મહીં, સુરભી રેલાવવા યત્ન કરતા શ્રુત૦ ૨૪
ધૂપ ધૂપાવલિ, ગોટગોટે વહી, બિંદુ વહાવતી ચારુનેણે,
દીપ પ્રકટાવિયા ગન્ધ-ઘૃતે ભર્યા, વાયુએ લહેરતી દીપ જ્યોતો! શ્રુત૦ ૨૫
અસ્થિર એ જ્યોતિઓ, એમ વદતી ફરે, પરિવર્તનીય જગત સઘળુ!
પ્રાત-પ્રભાતમા, ચાર ખડ શિબિકે, શિખર ઉત્તુગ જે પચ આહે! શ્રુત૦ ૨૬
જય નદ! જય ભદ્! નો ઘોષ ઉચ્ચારતા, પરઠવે મડપિ નિસ્સરણ-કાજે,
લરકરી તુરથી, શોકના સૂરથી, હસ્તિયે વિહરતી, ગાભીર્ય-છાયે શ્રુત૦ ૨૭
ગાવતા કીર્તનો ભજનના મડળો, ધૂપની સુરભી ગગન વાહે;
પુષ્પ-સુવર્ણ; ને દ્રમ્મ ઉછાળતા, ધીર-વહતી વહે નિહરણ-જત્તા શ્રુત૦ ૨૮
સુરતના મધ્યમા, ધન્ય ગોપીપરા, જ્યાકણે અજરમા શ્રુત સ્થાપ્યા,
'અદાલત જીર્ણ'મા રચી ચદન-ચિતા, પાર્શ્વ જે તાગ્રના આલયે છે શ્રુત૦ ૨૯
વિપુલ એના જ, ચોપાટમાહે શુચિ, સ્થાપીને શિબિકા દેહ સ્થાપ્યો,
પૂર્વાભિ-શુભ-મુખે, ગ્રામના સન્મુખે, અર્ચિં ચદન અને શુભ-દ્રવ્યે શ્રુત૦ ૩૦
પ્રજળી અગ્નિ-શિખા, સુરભિ ગગને ગતા, દેહ ફરતી રહે રક્ત-જ્વાળા!
મરણ નરવરતણુ, ઉત્સવે દીપતુ, વેરતુ બ્રહ્મના તેજ આગ્રા શ્રુત૦ ૩૧
ઉપન્યુ વિશ્વમા, વિકસિયુ વિશ્વમા, લુપ્ત એ વિશ્વથી આજ થાતુ;
તે છના જીવન-નો-ચદ્ર વિકસાવવા, તેજ તો વેરતુ સ્વર્ગમાથી શ્રુત૦ ૩૨

---

મહાપરિ૦-પૂજ્યના નિશ્ચેતન દેહની પરઠવણા ઈશ મા૦-માણેકસૂરીશ્વર તથા વિજયપ્રીતિચદ્ર સૂરીશ્વર આદિ મુનિમડળોએ પરઠવણા કરી દ્રમ્મ-દ્રવ્ય ચારુનેણ-સુન્દર નેત્રોવાળી સ્ત્રીઓ પરિવર્તનીય-પરિવતન પામનારુ-અસ્થિર ચાર ખડ-મુખ્ય બેઠકનો એક ખડ તથા આગળ અને બે બાજુ ઉપર એક એક નાના ખડો, પચ-વચલુ શિખર ઘણુ ઊચુ અને અર્ધ ભાગ સુધી ચારે બાજુ અડધા મઢી લીધેલો શિખરો. નિસ્સરણ-નિશ્ચેતન દેહનો નિકાલ કરવા માટે તુર-વાદ્ય હસ્તિયે-પ્રારભમા હાથી અને તે પાછળ ચાલની યાત્રા, ગાભીર્ય-છાયે=ગાભીય તાભરી શોકાતુર છાયાથી

પુષ્પ-સુવર્ણ—સોના રૂપાના ફૂલો અને નાણુ ઉછ ગતા.

નિહરણ-જત્તા—નિકાળયાત્રા અગ્નિપાન માટે લઈ જવાતી યાત્રા

અદાવત—નવાબી સમયની કોર્ટ, જે જૂની અદાલત તરીકે ઓળખાય છે અને શ્રી આગમોદ્ધારક સસ્થાની માલિકીની જમીન છે તે સ્થળે

પૂર્વાભિ—પૂજ્યોના તેજસ્વી શરીરો ચિતાસ્થાન ઉપર ગ્રામ તરફ દૃષ્ટિ રહે તેમ સ્થાપવાની રૂઢી હોઈ શહેરના મોગ ભાગ તરફ પૂર્વના મુખે દેહ સ્થાપ્યો.

જીવનનો-ચદ્ર=જીવનચદ્ર કર્તાનુ નામ કર્તાના જીવનરૂપી ચદ્રને વિકસાવવા

(દોહા)

પ્રણમી સૂરજ-મંડણો, પાર્શ્વપ્રભુ વિખ્યાત,
આનંદ બત્રીશી રચી, આગમોદ્ધારક-ધ્યાન ૧

આગમોદ્ધારક-કાર્યની, રેખા ગૂંથી સંક્ષેપ,
વિજય-વિરહમાંહે કંર્યુ, નિવારવા મુજ ખેદ ૨

સુરત સંઘના ઉપરે, પરમ જેનો ઉપકાર,
રાખવા દીવ્ય-સંભારણું, ગુરુ-મંદિર રચાય ૩

બે હજારી (૨૦૦૭) સાતમા, ગુરુ-ચિતાને સ્થાન;
ગુરુ-મંદિર ત્યાં દીપસે, સંઘ સુરત સુજાણ ૪

માઘમાસ અતિ ઉજળો, ઋતુ શિશિર સોહંત,
શીતપક્ષ જ્યાં ઓપશે, દિન દિન ચંદ્ર ચઢંત ૫

ઉગમણું મુખ સ્થાપીને, પશ્ચિમે ધરી પીઠ,
ગુરુ-છાયા આરોપશે શોભન-પીઠિકા-પીઠ ૬

જે તિથિએ થઇ સ્થાપના, આગમ-તામ્ર-મંદિરે,
એહીજ તિથિ લાભતી, તૃતીયા માઘની સ્થિરે ૭

વાર અસુરાચાર્યનો, દિન ચઢતે અભિરામ,
ગુરુ-મૂર્તિ ત્યાં શોભશે, મંદિર-દિવ્ય-આરામ ૮

આગમ દિવ્ય-પુરુષને, વંદન-અંજલિ એહ,
અર્પું પૂરણ ભાવથી, જીવન-જીતવા હેત ! ૯

મુંબઇ સં. ૨૦૦૭
તા. ૪-૨-૫૧

જીવણચંદ સાકરચંદ ઝવેરી

---

**શીતપક્ષ**-શુ. પક્ષ **સૂરજમંડણ**-સુરતની સ્થાપના વેળાયે સ્થપાયેલા પાર્શ્વનાથજી નવાબની મહેરબાનીથી નવાબે બક્ષેલી જમીન ઉપર સૂર્યમંડણ પાર્શ્વનાથજીનું બિંબ બનાવરાવી મંદિર સ્થાપવામાં આવ્યું હતું **ધરીપીઠ**-ગુરુમૂર્તિની પીઠ પશ્ચિમ ભણી રહી મુખ પૂર્વમાં રાખી પધરાવાશે **ગુરુ-છાયા**-ગુરુમૂર્તિ **પીઠિકા-પીઠ**-શોભાયમાન પબાસણની પીઠ ઉપર **જીવન-જીતવા**-ગુરુભક્તિથી જીવન સાફલ્ય કરવાના હેતુથી અને કર્તાનું નામ સૂચન પણ આવી જાય છે

**જે તિથિ** તામ્રપત્રાગમમંદિરની સ્થાપના માહ શુદ ત્રીજના રોજ થઇ તેજ તિથિ જ્યોતિષની ગણતરીએ ગુરુપ્રતિષ્ઠા માટે પણ આવી છે તામ્રપત્રાગમમંદિરની ત્રીજી સાલગીરીનો દિવસ આવ્યો છે **અસુરાચાર્યનો વાર**-શુક્રવાર **આરામ**-બગીચા યુક્ત મંદિર સુંદર પબાસણ પીઠિકા યુક્ત ભાવુકોને આરામ-આનંદ આપનારુ

## આગમગૌરવાંકિત આગમોદ્ધારક સ્વ. આનંદસાગરસૂરિ-મૂર્ત્તિ સ્થાપન.

# હીરક—મહોત્સવે

(લેખક—જીવણચંદ સાકરચંદ ઝવેરી)

(અનુષ્ટુપ-લયમા)

મહામૂલુ મહાજૂનુ, ફલિતાર્થ થતું રણુ,
સોણલુ ગુરુ-મૂર્ત્તિનુ, તાપી-સરિત-કાંઠડે ૧

જ્ઞાન ગંગોદકો ઝીલ્યા, આગમોદ્ધારસૂરિના,
હૈયા નવ છીપ્યા તોયે પિપાસા વધતી રહી, ૨

હૃદયમા ઔંધ્યા કે કે, કે કના કર્ણ-માત્રમા
તથાપિ પૂજ્ય-ભાવોમા, શંકા નવ લેશે વસે ૩

સચેત ચેતના મૂર્ત્તિ, જોતા વંતજ ભાવતો,
મહાઋષિ મહામુનિ, દીપનો એ તપોધનો! ૪

રંગે, રંગથી વહેતા, આગમો પૂજ્યપાદની;
નય-તાર્કિક-તુલાયે, પલ્લા સમમમા રહે ૫

સ્મર-હર-સમો સ્વામિ, કામદેવ પ્રજાળતો;
હરહરિ-પ્રદાશક્તિ, રક્ષતો વીરધર્મને! ૬

તાવના અગ્નિયે થાતી, આત્મા કે નવ સ્પર્શતો,
પતાકા ધર્મ લ્હેકાવા, ઓપતો સ્વર્ણ-દંડ શો ૭

વિશ્વાસે ભાસતુ પૂર્ણ, આત્મભાવે વિલોમ્તા,
સમાસે જ્યોતિમા જ્યોતિ, ભવ-નિકટ બ્રહ્મમા ૮

---

ફલિતાર્થ-ફલતુ સિદ્ધ થતુ સોણુ-સ્વપ્નુ તાપી૰-તાપી કિનારે સુરત શહેરમાં, પિપાસા-તૃષા પૂજ્યભાવોમાં-પૂજ્ય પ્રત્યેની ભક્તિમાં લેશે-જરી પણ સમસમા કક્ષામા પલ્લાં ત્રાજવા ઊંચા નીચાં ન રહેતાં સ્મરહર-શંકર તાવના-અગ્નિપરીક્ષા સ્પર્શતો-ધૈર્યપણુ હોવાથી આત્માને થડકો સ્ફુરણ લાગતુ નહિ પણ સામનો કરી શકતાં, સ્વર્ણ-દંડ-સોનાના દંડ સમો ઊભો રહી ઓપતો આત્મભાવે-મારા પોતાના આત્મભાવોથી વિચારતા, બ્રહ્મમા-સિદ્ધલોકમા

## દ્વિતીયપ્રકાશ રાત્રિકૃત્ય



## તૃતીયપ્રકાશ પર્વકૃત્ય



## ચતુર્થ પ્રકાશ ચાતુર્માસિક કૃત્ય



## પચમ પ્રકાશ વર્ષકૃત્ય

બનેલી આર્દ્ર આંસુથી, આનંદાશ્રુ વહાવશે,
ભામિની ભારતિ રાચે, નાચે સંપદ ચંચલા ૯

બે હજાર પરે સાતે, તૃતીયા માઘ શુકલએ,
વિજય મૂર્ત નાધીને, સ્થાપશે ગુરુમૂર્તિને ૧૦

મૂર્ત્તદાતા કુલે સ્માર્ત, કેશવરામ સુતુજ,
સૂરતના જ જ્યોતિષી, સન્મુખરામ નામના ૧૧

મૂર્તસાધક શ્રેષ્ઠીશ્રી, સુત ઉત્તમચંદ્રના,
બાલુભાઇ સુવિખ્યાત, ક્રિયા-મૂર્ત્ત વરોત્તમ ૧૨

ખુશ્બો મંદિર-કેરી જ્યું, પુષ્પો વસન્ત ફાલતા,
પ્રસરશે દિગ્દિગોમા, તાપી–તાતની સાક્ષીયે ૧૩

ભદ્ર ! ભવતુ કલ્યાણ ! આચાર્ય તુજ આત્મને,
શાસને વીરના ભદ્ર ! ભદ્ર વીર-જિનેન્દ્રને ! ૧૪

ભદ્ર સુરત-ભૂમિને, ભદ્ર સકલા સંઘને,
ભદ્ર સંતાનીયાસ્ય ! ભદ્ર જગત સર્વને ! ૧૫

મુંબઇ તા૦ ૪-૨-૫૧
મેરુ ત્રયોદશી ૨૦૦૭

જીવણચંદ સાકરચંદ ઝવેરી.

ભામિની–સ્ત્રીઓ સ્વર્ગગમન વખતે આંસુથી આર્દ્ર બનેલા સ્ત્રીઓના નયનો મૂર્તિ સ્થાપના નિમિત્તે મંગળગીતો અને ગહુલીઓ પ્રસંગે હર્ષાશ્રુ વહાવશે ભારતિ–શ્રુતદેવતા સરસ્વતી, વાગ્–વાણીમા મશગૂલ રહેનાર ગુરુની મૂર્તિ સ્થાપના સમયે શ્રુતદેવી પણ આનંદશે અને ચંચળ લક્ષ્મી શુભ કાર્યોમાં દ્રવ્ય ખર્ચાવાથી સદુપયોગ જાણી નૃત્ય કરશે એવો ભાવ ઉતાર્યો છે પુષ્પો–વસંત ઋતુના પુષ્પો જેમ ફાલતા રહે છે તેમ મંદિરની ખુશ્બો–કીર્તિ ફાલતી રહેશે એવો તથા વસંતના પ્રારંભમા મંદિર સ્થાપન થતુ હોવાથી આવી યુકિત ઉતારી છે તાપી–તાત–સૂર્યની સાક્ષીએ  તાપી સૂર્યપુત્રી છે માટે અર્થાત્ જ્યાં લગી વિદ્યમાન છે ત્યાં સુધી એવો આશીર્વાદ દર્શાવ્યો છે

છઠ્ઠો પ્રકાશ જન્મકૃત્ય.





## સુરતમા આચાર્ય-ઉપાધ્યાયાદિ-પદપ્રદાન

# સુવર્ણ મહોત્સવે ભાવાંજલી

(અનુષ્ટુપ)

**આગમોદ્ધારકાસૂરિ**-શિષ્ય શ્રી **ચન્દ્રસાગર**, ભૂષિતા પદશાલિત્યે, આચાર્યસૂરિપુંગવ. ૧
આયંબિલ તપે શૂર, શ્રી સિદ્ધચક્ર સાધતા, આયંબિલ વર્ધમાન,-ઓળી તપની સેવતા ૨
ગણિ પંન્યાસના પદે વર્તમાને વિરાજતા, ને સૂરિમંત્ર સાધીને, સૂરિપદ ઉજાગતા ૩
**આગમોદ્ધારકાશિષ્ય**-ગણિ શ્રી **હેમસાગરે**, ભૂષિતા પરમેષ્ઠિના, પદ આચાર્ય તૃતીયે ૪
સરસ્વતી સિરિમાયા, ને સ્વામિની ત્રિભુવન, સૂરિન્દ્રો ગ્રહ દિગ્પાલા, જક્ષકો ગણિપીટક ૫
સૂરિપટ્ટ અધિષ્ઠાત, દેવતા જિનશાસન, પદલાભ દીપાવા, ધર્મલગ્ને શુભાશિષે ૬
આગમોદ્ધારક-પેરે નિઝરો જ્ઞાનદાનમા ! નિર્મોહી નિર્મમતા ને, નિરાકાંક્ષી બની રહો ૭
ગણિ શ્રી **ચન્દ્રઅભિધના**, શિષ્ય **દેવેન્દ્રસાગર**, રાજતા ગણિ-પંન્યાસે, રાજશે પદપાઠકે ૮
શ્રી **ચંદ્રસાગરા** શિષ્ય, મુનિશ્રી **હંસસાગર**, ગર્જતા પત્ર પાક્ષિકે, બિતા શાસનકટકો ૯
શાસન-રક્ષણકાજે, અર્પતા દેહ નિજનો, મંત્રમુગ્ધે, પદે તંત્રી, "સુધારક-શ્રીશાસન" ૧૦
બુદ્ધિ હંસસમી તીક્ષ્ણ, પામતા ક્ષીર નીરને, રત્નાકર તટે હંસ, ચારુ મૌક્તિક ચુણતો. ૧૧
શાસન-પ્રતિભા-જેવો, બુદ્ધિમતા વિચક્ષણ, સાગર સમૂહે યોદ્ધો, અર્થાનર્થપરીક્ષક ૧૨
માળા ઠવુ હંસના કંઠે, મુક્તાફળ લહેરતી; હંહેરાશે હંસના કંઠે, પદ્વી શાસન શોભતી. ૧૩
"દ્ધારક" શબ્દની પૂર્વે, શોભે "શાસનકટકો" વીરને વીરની પદ્વી, "શાસનકટકોદ્ધારક" ૧૪
માણિક્યસાગરાદેશે, માળ તો સૂરતે રચી પાઠવી તીર્થ શત્રુંજે, વરાવી પાદલિપ્તમાં ૧૫
સૂરીશ્વર ગચ્છાધિપ, પ્રદાતા પદદાનના, સ્વપટ્ટે ચંદ્ર ને હેમ, અભિષેકે સૂરિપદે ૧૬
**આગમોદ્ધારક**-પટ્ટે, સૂરિ માણિક્યસાગર, અવગાહી શ્રુતો, શાસ્ત્રો, પ્રતીભા-જ્ઞાન દીપતા ૧૭
શાંતમૂર્તિ તપોમૂર્તિ, રંગસંવેગ સંગીત, ગણાધીપ, સૂરિવર્ય, નિશ્રં ધ ગણશાસક ૧૮
સૂરત-સંઘની અર્જ સ્વીકારી બહુમાનથી; સ્થાપશે પદ શાલિત્યે, રોપશે સંઘ-સાક્ષિયે. ૧૯
સૂરતની વિશિષ્ટતા એ, અર્પી **આગમોદ્ધારને**, અર્પતા **ચંદ્ર ને હેમ**, પદવી સૂરિપાદની. ૨૦
**અનંતનાથની** છાયે, રાજે "વાડી" ઉપાશ્રય સૂરતનુ પરુ "ગોપી", પાર્શ્વે **આગમમંદિર**, ૨૧
**સાગરાનંદને** અર્પી, અર્પે ત્યાં **ચંદ્ર-હેમને**; મુખ્યે શ્રાવક ગણ તેમા, સૂરતસંઘના પતિ ૨૨
વિક્રમ બે હજારનો, સાતનો માઘ શોભતો, શીત પક્ષ, શીતો ગુણી, શીત વાર-ત્રયોદશી ૨૩
યાવદ્ રશ્મિ દિવાચંદ્ર, પ્રતિબિંબે ઝગાહળા, તાવચ્છ્રીસાગરાનંદ-વહ્નિ વિસ્તાર ભૂમિયે ૨૪
પટાભિષેકના પર્વે, અંજલી ભાવ ભીંજતી, અર્પતો ગુરુભક્તિથી, **જીવન, ચંદ્ર-હેમને** ૨૫

મુંબઈ, તા ૧૧-૨-૫૧<br>
વસંતપંચમી ૨૦૦૭

**જીવણચંદ સાકરચંદ ઝવેરી.**

---

શ્રી સિદ્ધચક્ર માસિક વર્ષ ૧૭ અંકો ૫-૬, તા ૧૭-૩-૫૧ માં કેટલોક ભાગ પ્રગટ થયો હતો તે શોધિતવર્ધિત રૂપે આપ્યો છે

ચૈત્રી પૂર્ણિમા ૨૦૦૭

મુંબઈ તા ૨૨ મી એપ્રીલ, ૧૯૫૧

सूर्यपुर्याम्-

श्रीवर्धमान जैन ताम्रपत्रागम मदिर

स २००४ माघशुक्ल तृतीया शुक्रवासरे





आगमोद्धारक-आगमदिव्यपुरुष

श्रीमद् आनदसागरसूरीश्वरस्य गुरुमदिर

वि स २००७ माघशुक्ल तृतीया शुक्रवासरे

सूर्यपुर्याम्।

THE LATE

# SHETH DEVCHAND LALBHAI JAVERI

BORN NOVEMBER 185  I  I SAT  DIED 13TH JANUARY 1906 AT BOMBAY



## श्रेष्ठी देवचन्द लालभाई जह्वेरी

जन्म १९०० वैक्रमाब्दे
कार्तिकशुक्लपञ्चम्यां (ज्ञानपञ्चमी पर्ववासरे)
सूरतपुरे

निर्याणम् १९६२ वैक्रमाब्दे
पौषकृष्णतृतीयायाम् (मकरसंक्रान्ति-महोत्सवे)
मोहमयीनगर्याम्.

निर्णयसागर प्रेस-मुंबई

શ્રી ગૌતમાદિ ગણધરો સહિત શ્રી વીર પ્રભુને, જિનવચનને અને સદ્ગુરુઓને પ્રણમીને સ્વરચિત "શ્રાદ્ધવિધિ" પ્રકરણનુ સ્વરૂપ વિવેચન કરુ છુ

## ટીકા કરવાનુ પ્રયોજન

(आर्यावृत्तम्)

युगवरतपागणाधिपपूज्यश्रीसोमसुन्दरगुरूणाम् ।
वचनादधिगततत्त्व , सत्त्वहितार्थं प्रवर्तेऽहम् ॥ २ ॥

યુગપ્રધાન એવા તપગચ્છના નાયક પૂજ્ય શ્રી સોમસુંદર ગુરુના વચનથી તત્ત્વને જાણીને ભવ્ય પ્રાણીના હિતને માટે( આ ગ્રંથની રચના માટે )નો પ્રયત્ન હુ કરુ છુ

---

# प्रथम दिनकृत्यप्रकाश

## ગ્રંથનુ મંગલાચરણ

(आर्यावृत्तम्)

सिरिवीरजिण पणमिअ, सुआओ साहेमि किमवि सड्ढविहिं ।
रायगिहे जगगुरुणा, जहभणिय अभयपुट्ठेण ॥ १ ॥

કેવલ જ્ઞાન, અશોકાદિ આઠ પ્રાતિહાર્ય, વચનના પાત્રીશ ગુણ, અતિશય વગેરે ઐશ્વર્યથી યુક્ત ચરમ તીર્થંકર શ્રી વીર જિનરાજને ઉત્કૃષ્ટ ભાવપૂર્વક ત્રિકરણ યોગ( મન, વચન અને કાયા )થી નમીને રાજગૃહ નગરીમા શ્રી અભયકુમારના પૂછવાથી શ્રી વીર પ્રભુએ સ્વમુખે પ્રકાશેલા શ્રાવકોના આચારને ( શ્રાદ્ધવિધિને ) શ્રુતાનુસાર તથા ગુરુપરંપરાએ સાભળેલા ઉપદેશ પ્રમાણે હુ ટૂંકમા કહુ છુ

અહીંયા જે "વીર" પદનુ ગ્રહણ કર્યું છે, તેનાથી કર્મરૂપ શત્રુનો નાશ કરનાર અર્થ ઘટે છે કહ્યું છે કે,—

(अनुष्टुप् वृत्तम्)

विदारयति यत्कर्म, तपसा च विराजते ।
तपोवीर्येण युक्तश्च, तस्माद्वीर इति स्मृत ॥ १ ॥

( તપવડે ) કર્મને દૂર કરે છે, તપવડે શોભે છે, અને તપરૂપી વીર્યે ( પરાક્રમે ) યુક્ત છે, તેટલા માટે "વીર" કહેવાય છે

# આગમોદ્ધારક-વિરહ

ગુરુ-વિરહ અતિ દોહ્યલો, મુજથી કેમ સુહાયજી ?
સુરતની સુરત ફરી, દુખ એ નવ ભૂલાયજી ગુરુ૦ ૧

સૂર્યપુરે કરી સ્થિરતા, કારણ શરીર બિમારજી,
પાચ ચોમાસા ત્યા થયા, સ્થાપ્યુ આગમ-મદિરજી ગુરુ૦ ૨

શરીરે શાંતિ નવ આપડી બે હજાર છ એ નિર્વાણજી,
ગ્રન્થો ગ્રન્થ મહતત્ત્વના, સઘ-ભાવિક-કલ્યાણજી ગુરુ૦ ૩

'જૈનગીતા' ભાખી ભાવથી, તનમન ઉલ્લસિત થાયજી,
'સ્વઆરાધન' કરતાથકા,'આરાધનામાર્ગ' રચાયજી ગુરુ૦ ૪

શ્રુત વિષે થઇ લીન ને, સહ્યા કર્મ-વિપાકજી,
મત્ર જપી નવકારનો, ભવભીતિ કરી ખાકજી ગુરુ૦ ૫.

સ્વર્ગગમન નિકટ દેખતા, થઇ અર્ધ-પદ્માસને સ્થિરજી,
દિવસ પદર લગી રહ્યા, 'આનદ-લબ્ધિ' અપારજી ગુરુ૦ ૬

સૂરિસમ્રાટ્ 'આનદસાગરો' સમરે નમસ્કાર એ મત્રજી,
આતમ-ભાવના ભાવતા, છોડે કાયા કઠિણજી ગુરુ૦ ૭

આગમોદ્ધારે કૃપા દાખવી, વરસ ચાલીશ રાખ્યો સાથજી,
શાસ્ત્રોદ્ધાર કીધા ઘણા, શ્રુત-ભક્તિનો ખોલ્યો પાથજી ગુરુ૦ ૮

'આગમોદ્ધારક'-વિરહ કાલમા, સઘ સકળ ન ખમાયજી,
દેહ ત્યજ્યો સ્થિર સમાધિએ, જીવન-ચિત્ત મુઝાયજી ! ગુરુ૦ ૯

મુબઇ ૪
સવત ૨૦૦૬

જીવણચદ સાકરચદ ઝવેરી

---

આ કાવ્ય આગમોદ્ધારકપ્રણીત આરાધનામાર્ગ ભાગ પહેલામાં છપાયુ છે, એમા કડીઓ બે ૮ પાછળથી વધારી છે

મુબઇ તા ૪-૨-૫૧ જી. સા. ઝવેરી.

રાગાદિક શત્રુઓના જિતવાથી 'જિન' પદ પણ સાર્થક જ છે, વળી ૧ દાનવીર, ૨ યુદ્ધવીર, ૩ ધર્મવીર, એમ ત્રણે પ્રકારનુ 'વીરપણુ' તે તીર્થંકરમા છે જ કહ્યું છે કે,—

(शार्दूलविक्रीडित वृत्तम्)

कृत्वा हाटककोटिभिर्जगदसद्दारिद्र्यमुद्राकषम् ।
हत्वा गर्भशयानपि स्फुरदरीन् मोहादिवंशोद्भवान् ॥
तप्त्वा दुस्तपमस्पृहेण मनसा कैवल्यहेतु तप-
स्त्रेधा वीरयशोदधद्विजयता वीरस्त्रिलोकीगुरु ॥१॥

આ અસાર સસારના દારિદ્રને [ વરસીદાન વખતે ] કરોડો સોનૈયાના દાનવડે દૂર કરીને, [ દાનવીર ] તેમજ મોહાદિ વશમા ઉત્પન્ન થયેલા ગર્ભમા–સત્તામા રહેલા પણ કર્મરૂપ બલવાન શત્રુઓને ( મૂળમાથી જ ) હણીને, [ યુદ્ધવીર ] તથા મોક્ષહેતુક દુસ્તપ તપને નિસ્પૃહ મનવડે તપીને, [ ધર્મવીર ] ત્રણ પ્રકારના "વીરયશ" ને ધારણ કરનાર ત્રણ લોકના ગુરુ શ્રી મહાવીરસ્વામી જય પામો

"વીરજિન" પદથી એઓ ચાર મૂલાતિશય–૧ અપાયાપગમ (જેનાથી ઇતિ આદિ રૂપ કષ્ટ દૂર રહે) ૨ જ્ઞાનાતિશય–ઉત્કૃષ્ટ જ્ઞાનવાલા, ૩ પૂજાતિશય–દેવેન્દ્રોને પણ પૂજવા યોગ્ય, અને ૪ વચનાતિશય ( વાણી ) જીવો સ્વ ભાષામા સમજી શકે એવી ઉત્તમ વાણી–યુક્ત છે, એમ જણાવ્યુ છે

### આ ગ્રથમા જે જે દ્વારોનુ વર્ણન કરવાનુ છે, તેના નામ.

**दिणरत्तिपव्वचउमासिगवच्छरजम्मकिच्चिदाराइ ।**
**सड्ढाणणुग्गहट्ठा, ' सड्ढविहिए ' भणिज्जति ॥ २ ॥**

૧ દિન–કૃત્ય, ૨ રાત્રિ–કૃત્ય, ૩ પર્વ–કૃત્ય, ૪ ચાતુર્માસિક–કૃત્ય, ૫ વાર્ષિક–કૃત્ય, ૬ જન્મ–કૃત્ય એ છ દ્વારોનુ શ્રાવક જનોના ઉપકારને માટે આ "શ્રાવકવિધિ" નામના ગ્રથમા નિરૂપણ કરવામા આવશે

[ ઉપરની ] પહેલી ગાથામા મગલ અને બીજીમા ગ્રન્થ વિષયનુ નિરૂપણ કરીને ૧ વિદ્યા, ૨ રાજ્ય, અને ૩ ધર્મ, એ ત્રણે યોગ્ય( મનુષ્ય )ને જ અપાય, એ ન્યાયે શ્રાવકધર્મ યોગ્ય કોણ હોઈ શકે તે જણાવે છે

**सड्ढत्तणस्स जुग्गो भद्दगपगई विसेसनिउणमई ।**
**नयमग्गरई तह दढनिअवयणठिई विणिद्दिट्ठो ॥ ३ ॥**

૧ ભદ્રક પ્રકૃતિ, ૨ વિશેષ નિપુણમતિ, ૩ ન્યાયમાર્ગમા પ્રેમ અને ૪ દૃઢ નિજપ્રતિજ્ઞ

# આગમોદ્ધારક–વંદનાંજલિ

( પાસ સખેસરા-રાહે ઝુલણા ૭૬ )

શ્રુતમય આત્મ જે, જ્ઞાનઘન તેજ જે, છેક દેઈ ગયો ચતુર્સંઘને,
જીવી પચોતેર લગી, સાધના ષષ્ઠી કીધી, ત્યાગ મારગ મહીં જીવન ગાળ્યું   શ્રુત૦

પુદ્ગલ બહુ નાવડું, હલેસું વજ્ર-હાથનું, પાર કરી એ ગયો સાગર-ભવનો,
તરલ તારક ગયો, સંઘ અશ્રુ ઝરે, કોણ વિચ્છેદશે અમ આશંકા?   શ્રુત૦

આગમો પેખતો, છ દર્શને ઘૂમતો, સંઘ શંક ટાળતો આનંદ હૃદયે,
સંઘ-ક્ષિતિજથી દૂરે, પ્રકાશ વિલીન થયો, તિમિરમય ભાસતું વિશ્વ સઘળું   શ્રુત૦

નિ સત્યમાં સત્ય એ, વદત નિઃશંક જે, નિડર યોધ મહાવીર પન્થે,
ત્યાગ ને શ્રુતને ભજત ચેતનવડે, પામવા પદ નિરંજન નિઃશંક   શ્રુત૦

જિનધર્મ-વ્યોમે ઘણી, વાદળી અવનવી આવી ચડતી ઘટા-ટોપરૂપે,
ગર્જતી રાહુશી, ભટકતી સત્યથી, નાશતી પ્રબળ જસ વાણી-વાતે!   શ્રુત૦

રાજયોગેસરી, ત્યાગ યોગે વહી, શાંત શ્રુત ઘોધ સરિતા વહાવી,
સ્થાપી સિદ્ધક્ષેત્રમાં, સુરત સમ બંદરે, અતુલ જે વીરની સત્ય વાણી!   શ્રુત૦

લુપ્તશે આગમો, ગ્રન્થારૂઢ જે રહ્યા, એહ શંકા લહી ચિત્તમાંહે,
અવર વળી ચિંતતા, કાળ તો વહી જતા, પાઠ-પરિવર્તના કેંક થાશે   શ્રુત૦

એહ ચિંતા અતિ, ચિંતવે ચિત્તમહીં, સ્થાપવા અજરમાં યત્ન કીધો,
થાપિયા આરસે, સિદ્ધના ક્ષેત્રમાં, સૂરતે થાપિયા તામ્રપત્રે   શ્રુત૦

શોધી મુદ્રિત કર્યાં, વાચના શુભ દીધી, શાસ્ત્ર ગ્રન્થોતણી એહ મર્મે;
અંતિમી વાચના, વીસમે (૨૦૦૪) ચારમાં, સાધુ શત સન્મુખે સૂર્યપુરે   શ્રુત૦

સાધના સાધના સાધના શ્રુતતણી, ઝળકતો આત્મ જો તત્ત્વ ચિન્તે!
નેક ગ્રંથો લખ્યા, "સમાધિમારગ" રચ્યું, સ્થાપિ 'આગમતણો પુરુષ" મોટો   શ્રુત૦

તોષ નવ પામતો, આત્મ એ મહાત્મનો! કાર્ય કૈં કૈં રહ્યા બાકી ઝાઝા,
શરીર કટુ-ધર્મને, ભજવતું ખૂબ રહે, લેખિની ચલતી રહે હસ્તમાંહે   શ્રુત૦

---

પચોતેર ૭૫ વર્ષની ઉમરમાં ૬૦ વર્ષનો દીક્ષાપર્યાય પાળ્યો ચતુર્સંઘને ચારે=સંઘસમુદાય... બહુ=નાજુક તરલ તારક=ભવસમુદ્રને તરનાર-તારનાર તારો સંઘ-ક્ષિતિજ=સંઘરૂપી આકાશથી. વ્યોમે... આકાશે નાશતી=નાશ પામતી. વાતે=વાણીરૂપ વાયરાથી રાજયોગે વગેરે-જન્મકાળે રાજ... ત્યાગ એ બે યોગો પ્રચંડ પડેલા તેમાં પહેલો રાજ છોડી ત્યાગ અપનાવ્યો

અજરે-ઘણા કાળ સુધી-અખંડે, ઘસાય નહિ, નાશ પામે નહિ તેવામાં પાષાણ યા ધાતુમાં સ... પુરે-સુરતમાં આગમમંદિરની સ્થાપના વખતે એકત્ર થયેલ મુનિપુંગવોને સવાર બપોર બે સ... વાચના અર્પી હતી ચિન્તે-તત્ત્વના ચિંતનથી પુરુષ-સુરત તામ્રપત્રાગમ મંદિરના ભૂમિગૃહમાં સુ... આગમ પુરુષની તથા આગમમંજૂષાની સહસ્રફણા પાર્શ્વનાથજી સંમુખના રંગમંડપમાં સ્થાપના... તોષ-સંતોષ કટુ-રોગાદિ શરીરધર્મ લેખિની વગેરે-શરીર અશક્ત બનતું તો પણ ગ્રં... શોધવામાં યા નવા રચવામાં હાથમાં લેખિની ચાલતી જ રહેતી

સ્થિતિ—આવા ચારે ગુણયુક્ત હોય તેને શ્રાવક ધર્મને યોગ્ય સર્વજ્ઞોએ જણાવ્યો છે ભદ્રક પ્રકૃતિ એટલે પક્ષપાત કે કદાગ્રહ રાખ્યા વગર મધ્યસ્થ ભાવ ધારણ કરવાનો ગુણ કહ્યું છે કે,—

( आर्यावृत्तम् )

रत्तो दुट्ठो मूढो पुव्वबुग्गाहिओ अ चत्तारि ।
एए धम्माणरिहा अरिहो पुण होइ मज्झथ्थो ॥१॥

૧ રક્ત એટલે [ દૃષ્ટિરાગી ] એ ધર્મને અયોગ્ય છે

જેમ, ભુવનભાનુ કેવલીનો જીવ પૂર્વ ભવમા [ વિશ્વસેન ] રાજાનો પુત્ર ત્રિદંડી મતભક્ત હતો, તેને જૈન ગુરુએ અત્યંત કષ્ટથી પ્રતિબોધી દૃઢધર્મી [ અંગીકાર કરેલા સમકિત ધર્મમા દૃઢ ] કર્યો; છતા પણ પૂર્વપરિચિત ત્રિદંડીના વચનદ્વારા દૃષ્ટિરાગ પ્રગટ થવાથી તે સમ્યક્ત્વ વમીને અનંત ભવમા ભમ્યો

૨ ધર્મદ્વેષી પણ ભદ્રબાહુસ્વામીના ગુરુભાઈ વરાહમિહિરની પેઠે ધર્મને અયોગ્ય છે

૩ મૂર્ખ તે [ સિદ્ધાંતના અને ગુરુના ] વચનના ભાવાર્થનો અજાણ ગામડાના કુલપુત્રના જેવો

## ગામડાના કુલપુત્રનુ દૃષ્ટાંત

કોઈ એક કણબીનો પુત્ર પોતાને ઘેરથી રાજાની ચાકરી કરવાને અર્થે નીકળ્યો ત્યારે તેની માતાએ તેને શિખામણ દીધી કે, "રાજસેવાર્થે વિનય કરવો" ત્યારે તેણે પૂછ્યુ કે— "વિનય એટલે શુ ?" તેણીએ શીખવ્યુ કે, "નીચુ જોઈને ચાલવુ અને રાજાની મરજીને અનુસરવુ, જુહાર કરવા" આ વચન અંગીકાર કરીને તે કણબીનો પુત્ર ગ્રામાતરે ચાકરી માટે ચાલ્યો માર્ગમા મૃગલા પકડવાને છૂપાઈને ઊભા રહેલા શિકારીઓને દૂરથી દેખી તેણે મોટે સ્વરે પ્રણામ કર્યા તેના અવાજથી મૃગલા નાશી ગયા તેથી તેઓએ મળી તેને માર્યો. ત્યારે તે કહેવા લાગ્યો કે, "મારી માતાએ મને શીખવ્યુ હતુ તેથી મેં એમ કર્યું" ત્યારે શિકારીઓ બોલ્યા કે, "તુ મૂર્ખ છે, આવા પ્રસંગે છાના માના આવવુ" તે શિકારીઓના વચનને યાદ રાખીને ત્યાથી આગળ જતા માર્ગમા ધોબી લોકોને જોઈને નીચો વળી છુપાતો છુપાતો ચાલવા લાગ્યો, જેથી ધોબીઓએ તેને ચોરની ભ્રાંતિથી કૂટ્યો ત્યારે તેણે પ્રથમ બનેલી સાચી હકીકત કહી સભળાવ્યાથી તેઓએ તેને શીખવ્યુ કે, "આવા પ્રસંગે તો 'ધોવાઈને સાફ થાઓ' એમ બોલતા જવુ" ત્યાથી આગળ ચાલતા કેટલાક બી વાવનાર ખેડુતો વાદળ સામે જોતા હતા, તેઓને જોઈને તે "ધોવાઈને સાફ થાઓ" એમ બોલ્યો, ત્યારે તેઓએ તેને અપશુકનની

भ्रांतिथी कूट्यो. त्यां पण खरी हकीकत कहेवाथी खेडुतोए शीखव्युं के, "मूर्ख ! आवा प्रसंगे तो 'बहु थाओ-बहु थाओ' एम बोलवुं" आ वचनने मनमां धारी (ग्रहण करी) ते आगळ चाल्यो. आगळ जतां जतां एक गाममां कोइक मरण पामेलाना शबने उपाडी रोता जता लोकोने देखी ते बोल्यो के, 'बहु थाओ-बहु थाओ' ते वखते ते लोकोए पण अपशुकनियाळ समजी तेने कूट्यो. तेमनी पासे पण सर्व बनेली बीना तेणे कही बताव्याथी तेओए शिखामण आपी के, "आवा प्रसंगे तो 'आवुं न थाओ-आवुं न थाओ' एम बोलवुं" तेओनुं बोलवुं मान्य करी आगळ जतां एक ठेकाणे विवाहनो संबंध मेळवता देखी विवाहना मंडपमां जई ते बोल्यो के, 'आवुं न थाओ-आवुं न थाओ' आ शब्दो सांभळी त्यां भेगा मळेला लोकोमांना केटलाके तेने खूब मार्यो जेथी तेणे अगाउ बनेली अने शीखेली सर्व साची वात जणावी. त्यारे तेओए समजाव्युं के, 'मूर्ख ! एवा समय पर तो 'निरंतर थाओ-निरंतर थाओ' एम बोलवुं" ते सांभळी, धारी लई, त्यांथी विदाय थयो. आगळ जतां एक माणसना पगमां बेडी घलाती देखीने ते बोल्यो के, 'निरंतर थाओ-निरंतर थाओ' आ वचनो सांभळतां ज ते पुरुषना संबंधीओए तेने कूट्यो. त्यां पण साचुं बोलवाथी तेओए कह्युं के, "अरे मूर्ख ! आवा प्रसंग उपर तो 'जल्दी छूटा थाओ-जल्दी छूटा थाओ' एम बोलवुं. ते मनमां याद राखीने आगळ वध्यो. रस्तामां बे जणा मैत्री बांधता हता. तेमने देखी नजीक जई ते बोल्यो के, 'जल्दी छूटा थाओ-जल्दी छूटा थाओ' जेथी तेमणे पण मार्यो. तेमनी पासे पण सत्य बोलवाथी छूटीने चाली नीकळी कोइ एक गाममां आवी पहोंच्यो. त्यां कोटवाळना घरमां ते नोकरी करवा रह्यो. एकदा दुष्काळ समये ते कोटवाळना घरमां खावा सारु राब तैयार करेली. ते वखते कोटवाळ चोरे गयेल होवाथी पेलो मूर्ख तेने बोलाववा गयो. त्यां घणा माणसोनी मंडळी बेठी हती. तेओनी समक्ष मोटा शब्दे (घांटो पाडी) बोलवा लाग्यो के, "चालो-चालो राब ठंडी थइ जशे" ते सांभळी कोटवाळ घणो ज शरमाइ गयो अने घेर आवी तेने खूब कूट्यो, अने शीखव्युं के, "मूर्ख ! आवी शरमभरी वात तो खानगी ज कहेवी, कदापि चार जणना सांभळतां बोलवी नहीं" त्यार बाद थोडेक दिवसे घरमां आग लागी ते वखते कोटवाळने बोलाववा माटे ते चोरा उपर आव्यो. आ वखते पण अगाउनी माफक मंडळी बेठेली हती जेथी ते कांइ पण बोल्या विना मूंगो ज ऊभो रह्यो, अने घणी वारे लोकोनो समुदाय वीखराई गया पछी तेणे कह्युं के "स्वामि, आजे आपणा घरमां आग लागी छे" ते सांभळी कोटवाळ गुस्से थइ बोल्यो के, "तारा जेवो मूर्खनो सरदार कोई पण नहीं होय, एमां कहेवा शुं आव्यो ? अने कयारनो मूंगो मूंगो शुं ऊभो रह्यो ? एवा प्रसंगे तो जल्दी जल्दी धूळ, राख, माटी के पाणी नाखवुं के तरत ज आग बोलवाई जाय" एक समये कोटवाळ हजामत करावी मस्तकना वाळ (चोटली) सुगंधी ... हतो, ते समये वाळमांथी धूमाडो

છે કે નાયક વિનાનુ સૈન્ય હાર જ પામે, માટે તારા વિના શત્રુઓને તેઓ શી રીતે જીતી શકે ? વળી આવુ યુદ્ધ મચી રહ્યુ છે, ત્યા આપણે પણ એકદમ શી રીતે જઈ શકીએ ? એ વિચારે જ મનમા ખેદ ધરતો હુ આ વૃક્ષ પર બેઠો છુ અને વૃક્ષ પર બેસી જવાનુ પણ એ જ કારણ છે" આવી હૃદય વિદારનારી વાર્તા સાભળતા જ અતિ ક્ષુબ્ધ થયેલા રાજાના અતઃકરણમા જાણે પ્રવેશ માર્ગ મળ્યો હોય તેમ તીવ્ર સતાપે પ્રવેશ કર્યો. આ વખતે તે પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે, "ધિક્કાર થાઓ આવી દુરાચારિણી સ્ત્રીના દુષ્ટ હૃદયને ! આશ્ચર્ય છે એ ચદ્રશેખરની સાહસિકતાને તેમજ એની નિર્ભયતાને ! પોતાના સ્વામિના રાજ્યની પણ તૃષ્ણા કરી જુઓ તો ખરા, આ કેટલો અન્યાય પણ એમા એનો શો દોષ છે ? સૂનુ રાજ્ય લેવા કોણ ઇચ્છા ન કરે ? ધણી વગરના ક્ષેત્રમાથી દાણા પણ ચોરાઈ જાય છે, તો પછી સૂના રાજ્યનુ શુ કહેવુ ? ધિક્કાર થાઓ મને, કેમકે, હુ પોતે જ વગરવિચારે મોહભ્રસ્ત, તેમ જ અવિવેકી બની રાજ્ય સૂનુ મૂકી ચાલ્યો ગયો પરિણામે આવી આપદામા આવી પડુ એમા શી નવાઈ ! કોઈ પણ બાબતમા વગર વિચારે ઉતાવળ કરાય, કઇ મુકાઈ જાય કે વિશ્વાસ રખાય, અપાય, લેવાય, બોલાય, ખવાય કે વિનાશ કરાય તો પરિણામે પશ્ચાતાપ કરવાનો જ સમય આવે કહ્યુ છે કે, "સારુ કે નરસુ કાઈ પણ કામ કરતા પહેલા જ પડિતોએ તેના પરિણામનો વિચાર કરવો જોઇએ કેમ કે અસ્થિર ચિત્તથી વગર વિચારે ઉતાવળુ કામ કર્યુ હોય તો તેમા એટલી બધી આપત્તિઓ આવી પડે છે કે જેમ મર્મસ્થલમા પેઠેલુ શલ્ય મરણ સુધી દાહ કરનારી પીડા આપે છે, તેમ તેવા વગર વિચારે કરેલા કાર્યોના પરિણામ મરણ પર્યન્ત કલેશ આપે છે" રાજ્ય મળવાની આશા જેણે છોડી દીધી છે એવા પશ્ચાતાપમા પડેલા રાજાને શુકરાજ કહેવા લાગ્યો કે, "પુરુષમા પ્રવર ! હે રાજા ! તુ તારા મનમા ફોકટ ચિતા ન કર વૈદ્યના બતાવ્યા પ્રમાણે વર્ત્તનારનો વ્યાધિ શુ ગયા વિના રહે ? તેમ હુ પણ તને એક ઉપાય બતાવુ છુ, તે ઉપાય અજમાવવાની સાથે જ તારુ શ્રેય થશે. તુ એમ ન જાણીશ કે મારુ રાજ્ય ગયુ હજી તો તુ ઘણા વર્ષ સુધી સુખપૂર્વક રાજ્ય કરશે" આવુ તેનુ બોલવુ સાભળીને નિમિત્તિયાના વચન પર જેમ આશા રાખી શકાય તેમ આ રાજાને પણ તે શુકરાજના વચનથી રાજ્ય પાછુ મળશે એમ આશા બધાઇ તેટલામા અકસ્માત્ જાણે દાવાનલ જ સામે આવતો ન હોય એમ સશસ્ત્ર ચતુરગી સૈન્ય પોતાની સામે ઝડપથી આવતુ દેખીને તે સભય બનીને વિચારવા લાગ્યો કે, જે ચદ્રશેખર રાજાની મારા મનમા ઉદાસી આવી છે એ જ સેના મને હણવાને મારી સામે આવે છે હા ! હા ! ! હવે શુ થશે ! ખરેખર ! આ વખતે આ કમલમાલાનો કેવી રીતે બચાવ કરી શકીશ અને આ શત્રુઓની સામે હુ એકલો કેમ કરી યુદ્ધ કરી શકીશ ? આવી પરિસ્થિતિથી મુઝાયલો તે રાજા સ્તબ્ધ બની વિચાર કરે છે તેટલામા "જયજય ચિરજીવો હે મહારાજ ! જયવતા વર્તો હે મહારાજ ! આ અણીને વખતે તમે ઠીક જ

નીકળતો દેખી મૂર્ખે માન્યુ કે, અરે આગ લાગી, તેથી તરત જ તેના ઉપર ધૂળ અને
નાખવા લાગ્યો

આવી રીતે ખરો ભાવાર્થ ( હેતુ ) તથા સમયને નહીં જાણી શકનારા પણ
અયોગ્ય જાણવા

૪ પહેલાથી કોઇએ વ્યુદ્ગ્રાહિત કરેલ (ભરમાવેલ) હોય તે પણ ગોશાલાથી
ગયેલા નિયતિવાદી પ્રમુખની પેઠે ધર્મને અયોગ્ય સમજવા એ પ્રકારે ચારે દો
મનુષ્યો ધર્મને અયોગ્ય જાણવા

૧ મધ્યસ્થ વૃત્તિ—સમદૃષ્ટિ; તે આર્દ્રકુમારાદિકના જેવા ધર્મને યોગ્ય મધ્યસ્થ વૃ
જાણવા ૨ વિશેષ નિપુણમતિ—તે વિશેષજ્ઞ, જેમ કે, હેય ( છોડવા-યોગ્ય, ) જ્ઞેય (
યોગ્ય) અને ઉપાદેય( આદરવા યોગ્ય )નો વિવેક જાણે એવી જેની બુદ્ધિ છે, પણ
બતાવેલા કુલપુત્રના જેવી, વસ્તુ-તત્ત્વના ભાવાર્થ ન સમજી શકે એવી જેની બુદ્ધિ
એવો ગુણી તે ધર્મને યોગ્ય જાણવો ૩ ન્યાયમાર્ગરતિ —ન્યાય (આગળ વ્યવહાર
અધિકારમા કહેવાશે તે) માર્ગમા રતિ (પ્રીતિ) જેને હોય અને અન્યાય માર્ગે જ
રતિ ન હોય તે પણ ધર્મને યોગ્ય જાણવો ૪ દૃઢનિજવચનસ્થિતિ—દૃઢ ( આકરી
શિથિલ નહીં, એવી નિજ ( પોતાની ) વચનસ્થિતિ ( પ્રતિજ્ઞા ) જેની છે એ પણ
યોગ્ય સમજવો એ રીતે ચાર ગુણ-યુક્ત હોય તે જ ધર્મને યોગ્ય જાણવા વળી
કેટલાક પ્રકરણોમા શ્રાવકને યોગ્ય એકવીશ ગુણ પણ કહ્યા છે તે નીચે મુજબ —

## શ્રાવકના એકવીશ ગુણ

धम्मरयणस्स जुग्गो, अक्खुद्दो रूववं पगइसोमो ।
लोगप्पीओ अक्कूरो, भीरू असठो सदक्खिणो ॥ १ ॥
लज्जालुओ दयालू, मज्झथ्थो-सोमदिट्ठि गुणरागी ।
सक्कह सुपक्खजुत्तो, सुदीहदसी विसेसण्णू ॥ २ ॥
वुड्ढाणुगो विणीओ, कयण्णुओ परहिअथ्यकारीअ ।
तह चेव लद्धलक्खो, इगवीस गुणेहिं संजुत्तो ॥ ३ ॥

૧ અક્ષુદ્ર-ઉદાર આશયનો, ( ગભીર ચિત્તવાળો હોય છતા તુચ્છ સ્વભાવ ન
એવો), ૨ રૂપવાન-(દેખાવડો), પાચે ઇંદ્રિયોથી સપૂર્ણ, (બોબડો, લૂલો, પાગળો ન
એવો), ૩ પ્રકૃતિસૌમ્ય-સ્વભાવથી જ શાત [અને પાપકર્મથી દૂર રહેનારો તથા
વર્ગને સુખે સેવવા યોગ્ય] હોય (પણ ક્રૂર સ્વભાવ ન હોય), ૪ લોકપ્રિય-દાન, શ
ન્યાય, વિનય અને વિવેકાદિથી યુક્ત હોય, ૫ અક્રૂર-અક્લિષ્ટ ચિત્ત (અદેખાઇ પ્રમુખ

આવી પહોંચ્યા જેમ હાથમાંથી નિધાન ખોઈ બેઠેલાને તે પાછુ આવી મળે, તેમ મહા રાજ! આજે અમને તમારુ દર્શન થયુ હવે અમને આદેશ આપો" સ્વપરિચિત એવા પોતાના સૈનિકોનુ જ આ વચન છે, એમ તેની ખાતરી થઈ ત્યારે તે અત્યંત વિસ્મય પામી પ્રસન્ન ચિત્તે તેઓને પૂછવા લાગ્યો કે, "અરે, આ વખતે તમે અહીંયા ક્યાંથી આવ્યા?" તેઓએ ઉત્તર વાળ્યો કે, "સ્વામિન્! તમે આવ્યા છો એમ જાણીને જ અમો અહીં તમારા દર્શનને માટે તેમજ તમારી પાસે તમારો આદેશ લેવા આવ્યા છીએ આવા અવસર પર આજે અમને તમારુ દર્શન થયુ તે તો ખરેખર ભાગ્યયોગથી જ બન્યુ છે" શ્રોતા, વક્તા અને જોનારને પણ ચમત્કાર ઉત્પન્ન કરે એવા આ સમાચાર સાભળી રાજા વિચાર કરીને બોલવા લાગ્યો કે, "આપ્તવાક્ય અવિસંવાદથી પરસ્પર વિરુદ્ધતાના અભાવથી એટલે કે સત્ય, સર્વ પ્રકારે જેમ માનવા યોગ્ય હોય છે, તેમ આ શુકરાજનુ વાક્ય પણ અનેક પ્રકારના મારા પર ઉપકાર કરવાથી સર્વ પ્રકારે માનવા યોગ્ય છે એ શુકરાજના ઉપકારનો બદલો હુ કેમ વાળી શકીશ? એને શી શી વસ્તુની ઇચ્છા છે, તે કેમ જાણી શકાય? ગમે તેટલો એના પર ઉપકાર કરીએ, પણ એને કરેલા ઉપકારનો બદલો વાળી શકાય એમ નથી કેમકે એણે પ્રથમથી સમયાનુસાર યથાયોગ્ય ઇચ્છિત વસ્તુપ્રાપ્તિ વગેરેના અનેક પ્રકારના ઉપકાર મારા પર કર્યા છે કહ્યુ છે કે,

> प्रत्युपकुर्वन् बह्वपि न भवति पूर्वोपकारिणस्तुल्य ।
> एकोऽनुकरोति कृत निष्कारणमेव कुरुतेऽन्य ॥ ३१ ॥

"પ્રત્યુપકાર ગમે તેટલો કરો પણ પહેલા કરેલા ઉપકારીના ઉપકારની તુલના થતી નથી, કારણ કે તે ઉપકાર કરનારના કાર્યનુ અનુકરણ કરે છે ત્યારે પ્રથમ ઉપકાર કરનારનુ કાર્ય બદલાની આશા વગર કરાયલુ હોય છે

આમ વિચાર કરતો તે રાજા પ્રીતિપૂર્વક તે શુકરાજના સન્મુખ જોવા જાય છે, તેટલામા જેમ સૂર્યોદય થતા બુધનો તારો અદ્રશ્ય થાય તેમ તે અલોપ થઈ ગયો જાણે રાજા પાછો ઉપકારનો બદલો વાળશે, એવા ભયથી જ તે સતાતમા રિસાઈ ગયો હોય તેમ થોડા વખતમા તો તે ક્યાંયેક દૂર નીકળી ગયો કહ્યુ છે કે, "સજ્જન પુરુષોની કોઈક એવી અલૌકિક કઠોર ચિત્તવૃત્તિ છે કે, તેઓ ઉપકાર કરીને પ્રત્યુપકારના ભયથી તરત જ દૂર ખસી જાય છે"

આવો જ્ઞાનનિધિ જો નિરતર મારી પાસે રહે તો, સુરકેની શી વસ્તુ છે એની મને ખબર જ ન પડે, કેમ કે, સર્વ કાર્ય યથાસમય કરવાનુ તે જાણી શકે છે એવા સહાયકારીનો યોગ, પ્રાય સર્વ કાળે સર્વત્ર સર્વને હોય જ નહીં કદાચિત્ કોઈને તેવાનો યોગ મળી જાય તો પણ નિર્ભાગીના હાથમા આવેલા ધનની પેઠે ચિરકાળ રહે નહીં પણ એ ચોપ

હોય એવો, ૬ ભીરુ-પાપથી, લોકનિંદાથી, તેમ જ અપયશથી ડરતો જ રહે એવો, ૭ અશઠ-કપટી [ પારકાને ઠગે ] નહીં તે, ૮ સદાક્ષિણ્ય-પ્રાર્થનાભંગથી ભીરુ, શરણે આવ્યાને હિત-વત્સલ, ૯ લજ્જાલુ-અકાર્યવર્જક, (અકાર્ય [ન કરવા જેવુ કાર્ય] કરતાં પહેલા જ બીએ), ૧૦ દયાળુ-સર્વ પર કૃપાવત; ૧૧ મધ્યસ્થ-રાગ-દ્વેષ રહિત અથવા સૌમ્યદૃષ્ટિ પોતાના કે પારકાનો વિચાર કર્યા વગર ન્યાયમાર્ગમા સર્વનુ સરખુ હિત કરનાર, યથાર્થ તત્ત્વના જાણપણાથી એક ઉપર રાગ તેમ બીજા ઉપર દ્વેષ રાખે નહીં, માટે મધ્યસ્થ ગણાય છે મધ્યસ્થ અને સૌમ્યદૃષ્ટિ એ બન્ને એક ગુણ છે ૧૨ ગુણરાગી-ગુણવતનો જ પક્ષ કરે અને અવગુણીને ઉવેખે તે, ૧૩ સત્કથ-સત્યવાદી અથવા ધર્મ-સબધી ( ઉચિત ) જ કથા ( વાર્ત્તા ) પ્રિય છે જેને, ૧૪ સુપક્ષયુક્ત-ન્યાયનો જ પક્ષ પાતી અથવા સુશીલ, અનુકૂલ અને સભ્ય સમુદાયવત ( સુપરિવારયુક્ત ), ૧૫ સુદીર્ઘ-દર્શિ-સર્વ કાર્યોમા લાબો વિચાર કરી લાભાલાભ સમજી શકે ( બહુ લાભ અને અલ્પ ક્લેશના કાર્યનો કર્તા ), ૧૬ વિશેષજ્ઞ-તત્ત્વના અભિપ્રાયનો જાણ ( પક્ષપાત રહિત હોવાથી ગુણદોષનુ અતર સમજી શકે એવો ), ૧૭ વૃદ્ધાનુગ-વૃદ્ધ સપ્રદાય પ્રમાણે પ્રવર્ત્તક (આચારવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ એ ત્રણે વૃદ્ધોની શૈલી (પરપરા) પ્રમાણે પ્રવર્ત્તનાર) ૧૮ વિનીત-ગુણીનુ બહુમાન કરનાર, ૧૯ કૃતજ્ઞ-કર્યા ગુણને ભૂલે નહીં એવો; ૨૦ પરહિતાર્થકારી-નિસ્પૃહપણે પર [ પારકાના ] હિતનો કર્તા; ૨૧ લબ્ધલક્ષ-ધર્માદિ કૃત્યોમા સપૂર્ણ અભ્યાસ કરેલા પુરુષોના પરિચયવાળો ( સર્વ [ ધર્મ ] કાર્યમા સાવધાન હોય )

આ પ્રમાણે એકવીસ ગુણો અન્ય શાસ્ત્રો (બીજા પ્રકરણોમા) વર્ણવેલા છે, પરતુ આ ગ્રથના કર્ત્તાએ જે મુખ્ય ચાર ગુણો ગ્રહણ કર્યા છે તેમા ઘણુ કરીને સર્વ ગુણોનો સમાવેશ થઈ શકે છે તે આ રીતે —

પહેલા ભદ્રકપ્રકૃતિ ગુણમા —૧ અતુચ્છ [ અક્ષુદ્ર ] પણુ,[1] ૨ પ્રકૃતિસૌમ્ય,[3] ૩ અક્રૂરત્વ,[5] ૪ સદાક્ષિણ્યત્વ,[8] ૫ દયાળુત્વ,[10] ૬ મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિત્વ,[11] ૭ વૃદ્ધાનુગત્વ,[17] ૮ વિનીતત્વ,[18] એમ આઠ બીજા વિશેષ નિપુણમતિ ગુણમા—૯ રૂપવતપણુ,[2] ૧૦ સુદીર્ઘદર્શિત્વ,[15] ૧૧ વિશેષજ્ઞત્વ,[16] ૧૨ કૃતજ્ઞત્વ,[18] ૧૩ પરહિતાર્થકૃતત્વ,[20] ૧૪ લબ્ધલક્ષત્વ,[21] એમ છ ત્રીજા ન્યાયમાર્ગરતિ ગુણમા—૧૫ ભીરુત્વ,[6] ૧૬ અશઠત્વ,[7] ૧૭ લજ્જાલુત્વ,[9] ૧૮ ગુણરાગીત્વ,[12] ૧૯ સત્કથત્વ,[13] એમ પાચ ચોથા દ્રઢ-નિજવચનસ્થિતિ ગુણમા—૨૦ લોકપ્રિયત્વ,[4] ૨૧ સુપક્ષયુક્તત્વ,[14] એમ બે. એ પ્રકારે એકવીસ ગુણોનો ચાર ગુણોમા પ્રાયે સમાવેશ થઈ શકે છે માટે જ આ શાસ્ત્રકર્ત્તાએ ચાર જ ગુણ મુખ્ય લીધા છે[1]

---

૧ પ્રકરણ માત્ર સતર ગાથાનુ હોવાથી કર્ત્તાએ માત્ર ચાર ગુણોમા બધા ગુણો સમાવ્યા હોય એમ લાગે છે

કોણ હતો ? તેને આટલુ જ્ઞાન ક્યાથી ? મારા પર આટલી બધી મમતા શા માટે ? એ ક્યાથી આવ્યો ? ને કયા ગયો ? વળી એ વૃક્ષ પરથી વસ્ત્રાલકારાદિકની વૃષ્ટિ કેમ થઈ ? આ સેના કેમ આવી ? ઈત્યાદિક જે મારા મનમા સદેહ છે, તે જેમ ગુફાના અધકારને દીપક જ દૂર કરવાને સમર્થ છે, તેમ જ્ઞાની વિના બીજો કોણ દૂર કરી શકે ?

સર્વ રાજામા મુખ્ય તે મૃગધ્વજ રાજા આ પ્રમાણે વિચારમા વ્યગ્રચિત્ત થયેલો આમ તેમ જુએ છે, તેટલામા સેનાધિપતિએ રાજાને પૂછ્યુ "સ્વામિન્ ! આ બધુ શુ બન્યુ ?" ત્યારે તેણે તે સૈનિકોની પાસે શુકરાજ મળ્યો હતો ત્યાથી માડી છેવટે તે અદશ્ય થયો, ત્યા સુધીની બધી વાર્તા કહી સભળાવી, તે સાભળી લગભગ બધા સૈનિકો આશ્ચર્ય પામીને બોલવા લાગ્યા કે, "મહારાજ ! એ પોપટ તમારા ઉપર અત્યત ભાવ રાખે છે, માટે તે તમને પાછો ક્યારેક પણ જરૂર મળશે અને તમારા મનની ચિતા દૂર કરશે, કારણ કે આવો હિત-વત્સલ છેવટે એમ ઉવેખીને હમેશ માટે જાય જ નહીં વળી તમારા મનનો સદેહ પણ એ જ આવીને દૂર કરશે, કારણ કે એ પોપટ જ્ઞાની જણાય છે, અને જ્ઞાનીને શકા દૂર કરતા કેટલી વાર ? હાલ આપ આ સર્વ ચિન્તા છોડી દઈને આપણા નગરમા પધારી તેને પવિત્ર કરો આપના દર્શન માટે અધીરા બનેલા નગર જનોને આપના દર્શન આપીને આનદિત કરો"

રાજાએ તેમનુ કહેવુ માન્ય કર્યુ સમયોચિત બોલેલુ અને સમય પર કરેલુ કોને સ્વીકારવા યોગ્ય ન થાય ? મહામગલિક વાજિત્રોની મધુર ધ્વનિથી સર્વ દિશાઓને ગજાવનાર મહોત્સવપૂર્વક તે રાજાએ સપરિવાર સ્વનગર તરફ પ્રયાણ કર્યું તે મૃગધ્વજ રાજાને આવતો જોઈને 'મોટી પાખવાળા ગરુડને જોઈને પોતાના દરમા બેઠા બેઠા પણ જેમ સર્પનો ગર્વ ગળી જાય તેમ' ચદ્રશેખરનો સર્વ ગર્વ ગળી ગયો તેણે તે વખતે પોતાનુ સ્વામિદ્રોહીપણુ ઢાકવાને સમયસૂચક બુદ્ધિથી એક દૂતને ભેટ સાથે મૃગધ્વજ રાજાની પાસે તરત જ મોકલ્યો રાજા પાસે આવીને પ્રણામ કરી તે બોલ્યો કે-"હે મહા રાજ ! આપની પ્રસન્નતાને માટે તથા સઘળી વસ્તુસ્થિતિ આપને જણાવવા માટે ચદ્રશેખર રાજાએ મને આપની પાસે મોકલ્યો છે આપ કોઈ ધૂર્તના પ્રપચને પરિણામે રાજ્ય સૂનુ મૂકી, તેની પાછળ પાછળ ચા યા ગયા છો એમ જાણી, અમારા રાજા ચદ્રશેખર, આપના નગરની રક્ષા કરવા સારુ, પોતાના સૈન્ય સહિત આવ્યા અને કેવળ રક્ષણ કર વાની જ મતલબથી નગરની ચારે બાજુથી વિટાઈ વળ્યા આ વસ્તુસ્થિતિને નહિ જાણતા આપના સુભટોએ હથિયાર સજી જેમ કોઈ શત્રુની સાથે કરે તેમ યુદ્ધ શરુ કરી દીધુ મહા રાજ ! અમે તો આપના રાજ્યનો બીજા કોઈ શત્રુથી પરાભવ ન થાય તે હેતુથી રક્ષા કરવા આવેલા તેમ છતા અમારે આપના સૈનિકો તરફથી કેટલાય પ્રહાર સહન કરવા પડ્યા છે તથાપિ સ્વામિનુ કાર્ય સુધારવા જતા મુસીબતો સહન કરવી પડે એમા શુ આશ્ચર્ય

આ ચાર ગુણોમા પણ અનુક્રમથી પહેલાના ત્રણ* ગુણ વિનાનો પુરુષ હઠીલો, અને અન્યાયી હોય છે તેથી તે [ શ્રાવક ] ધર્મને યોગ્ય જ નથી, અને ચોથા+ વિનાનો માણસ તો ધર્મને અગીકાર કરે ખરો, પણ [ જેમ ધૂર્તની મૈત્રી ] ૬ ( ગાડા ) બનેલા માણસનો સુવેષ [ સારા વસ્ત્રો ] અને વાનરના ગળામા મોતીની જેમ વધારે વખત ટકી ન શકે તેમ તે થોડાજ વખતમા પાછો ધર્મભ્રષ્ટ થઈ જાય ;

જેમ સારી સુધારેલી ( લીસી ) ભીંત ઉપર ચિત્ર, દઢપીઠ ( મજબૂત પાયો ) બાધેલુ ઘર, અને સારા ઘડેલા સોના વચ્ચે જડેલુ માણેક ઘણો વખત ટકી શકે છે, દઢ ગુણયુક્ત પુરુષમા જ સમ્યગ્દર્શનાદિ ધર્મ યાવજ્જિવ સુધી ટકી શકે છે જણાવવાથી એ વાત સિદ્ધ જ થાય છે કે, પૂર્વોક્ત ચાર ગુણ યુક્ત જ પુરુષ શ્રાવક ( સમ્યકત્વાદિ )ના અધિકારી ( યોગ્ય ) છે સમ્યગ્દર્શનાદિ શ્રાવક ધર્મ ચુલ્લકાદિ દષ્ટાતે દુર્લભ છતા પણ ગુરુ વગેરેના યોગથી પામી શકાય છે, પણ તેનો આ । પર્યંત નિર્વાહ તો શુકરાજાએ જેમ પૂર્વ ભવમા કર્યો હતો તેમ કરવો તે અત્યત આ' હોવાથી તેમનુ તમામ વૃત્તાત અહીંયા બતાવે છે

અહીં પહેલી ત્રણ ગાથાનો અર્થ પૂરો થાય છે

## શુકરાજાની કથા

ધાન્યની સપદાના સ્થાનભૂત આ દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમા પૂર્વે ક્ષિતિપ્રતિષ્ઠિત પ્રસિદ્ધ નગર હતુ તે નગરમા નિર્દયપણુ તો ફક્ત તલવારમા જ, કુશીલતા ( વા: તો હળમા જ, જડતા તો જળમા જ, અને બધન તો ફક્ત ફૂલની માળામા જ ગા પરન્તુ લોકોમા તો એ કઈ હતુ જ નહીં રૂપમા કામદેવ સમાન અને શત્રુઓને સાક્ષાત્ અગ્નિ સમાન તથા અનુક્રમે એકેક વધતી એવી રાજ્યલક્ષ્મી, ન્યાયલક્ષ્મી ધર્મલક્ષ્મી, એમ ત્રણે પ્રકારની લક્ષ્મી આપસમા હરીફાઇ કરતી ન હોય તેમ પે મેળે જ સ્વયવરા બની જે રાજાને વરી છે એવો ઋતુધ્વજ રાજાનો પ્રતાપી પુત્ર મૃગ નામે રાજા ત્યા રાજ્ય કરતો હતો

એક વખત ક્રીડારસપૂર્ણ વસતઋતુમા તે રાજા પોતાની રાણીઓ સહિત કરવા ઉદ્યાનમા ગયો હાથણી સાથે જેમ હાથી ક્રીડા કરે તેમ રાણીઓ સહ તે જળક્રીડા, પુષ્પક્રીડા વગેરે વિધવિધ પ્રકારની ક્રીડા કરી રહ્યો હતો તે ઉદ્યાનમા પર ભૂમિરૂપ સ્ત્રીને ઓઢવાનુ એક છત્ર જ હોય એવા સુદર આકારવાળા એક આ વૃક્ષને જોઇ તે સર્વ પ્રકારે વર્ણન કરવા યોગ્ય જાણીને વિદ્વાન્ એવો તે મૃગધ્વજ આ પ્રમાણે વર્ણવવા લાગ્યો —

* ત્રણ ગુણ—૧ ભદ્રક પ્રકૃતિ ૨ વિશેષ નિપુણમતિ, ૩ ન્યાયમાર્ગમા રતિ
+ દઢનતિજ્ઞ

છે ? પિતાના કાર્યમા પુત્ર, ગુરુના કાર્યમા શિષ્ય, પતિના કાર્યમા સ્ત્રી અને સ્વામીના કાર્યમા સેવક, પોતાના પ્રાણને પણ તૃણ સમાન ગણે છે તે યોગ્ય જ છે ”

તે દૂતના આવા દાક્ષિક વચન સાભળીને રાજા મૃગધ્વજને તેની વાત વિષે સશય તો ઉત્પન્ન થયો, પરતુ સરળ સ્વભાવથી એ સાચુ કહે છે એમ તે વખતે માની લીધુ કેટલી દક્ષતા, સરળતા અને ગભીરપણુ ! પછી તે રાજાએ પોતાની પાસે આવતા તે ચદ્રશેખર રાજાનો યોગ્ય સત્કાર કર્યો ત્યારપછી લક્ષ્મી સરખી કમલમાલા સાથે વિષ્ણુની જેમ શોભતા મૃગધ્વજ રાજાએ મોટા મહોત્સવપૂર્વક નગર-પ્રવેશ કર્યો અને જેમ અદ્વિતીય એવી ચદ્રકલાને મહાદેવે પોતાના ભાલસ્થળ( કપાળ )પર સ્થાપન કરી તેમ કમલમાલાને પોતાના રાજ્યસિહાસને પોતાની પાસે પટ્ટરાણી પદે બેસાડી

જો કે પુણ્ય જ પુત્રાદિક પ્રાપ્તિનુ મુખ્ય કારણ છે, અને પુણ્યથી જ સગ્રામમા રાજાને જયની પ્રાપ્તિ થાય છે સહાય કરનારા સૈનિકો તો નિમિત્ત માત્ર છે તેમ પુત્રાદિક પ્રાપ્તિમા મત્ર પણ માત્ર સહાય કરે છે, એમ વિચારી, પુત્રપ્રાપ્તિ માટે ગાગીલ ઋષિએ આપેલા મત્રને તે રાજાએ બતાવેલી વિધિ પ્રમાણે સાધ્યો તેના પ્રભાવથી તેની સર્વ રાણીઓને એક એક પુત્ર થયો સર્વ કારણોનો બરાબર યોગ મળી જાય તો કાર્યની જરૂર સિદ્ધિ થઈ શકે છે જો કે ચદ્રાવતી રાણી રાજાને ઘણી માનીતી હતી છતા પણ પ્રથમ પતિદ્રોહ કર્યો હતો તેના પાપે માત્ર તેને પુત્ર થયો નહીં

એક વખત મધ્યરાત્રિએ અર્ધ નિદ્રાવસ્થામા સુખે સૂતેલી કમલમાલા રાણીએ દિવ્ય પ્રભાવથી એક સ્વપ્ન જોયુ રાણી જાગીને પ્રાતઃકાળે રાજા પાસે આવીને કહેવા લાગી કે-‘હે પ્રાણનાથ ! આજે મધ્યરાત્રી વ્યતીત થયા પછી, અર્ધનિદ્રાવસ્થામા હુ સુખે સૂતી હતી તે સમયે મે એક સ્વપ્ન જોયુ તેમા મારા પિતા ગાગીલ ઋષિના તપોવનમા આવેલા પ્રાસાદમા આપણે સાથે પ્રયાણ કરતા પહેલા જેના દર્શન કર્યા હતા તે શ્રી ઋષભદેવ પ્રભુના દર્શન થયા તેમણે મને કહ્યુ કે-“ હે કલ્યાણિ ! હાલ તુ આ પોપટને લઈ જા, પછી કોઈક વખતે વળી હસ આપીશ ” એટલુ કહીને પ્રભુએ મને હાથોહાથ સર્વાગસુવર્ણ દિવ્ય વસ્તુના જેવો દેદીપ્યમાન પોપટ ભેટ આપ્યો ” પ્રભુના પોતાના હસ્તનો પ્રસાદ પામીને આખા જગતની જાણે ઐશ્વર્યતા પામી હોઉં એમ હુ અત્યત પ્રસન્ન થતી જાગૃત થઈ ગઈ અણધાર્યા આવી મળેલા કલ્પવૃક્ષનુ જ ફળ હોય તેમ હે પ્રાણનાથ ! એ સ્વપ્નનુ શુ ફળ હશે ?” રાણીનુ વચન સાભળીને, આનદરૂપ કદને નવપલ્લવિત કરવાને મેઘરૂપ મીઠી વાણીથી તે રાજા સ્વપ્નના ફળને વિચારી કહેવા લાગ્યો કે, “ હે પ્રિયે ! જેમ દેવ-દર્શન અત્યત દુર્લભ હોય છે, તેમ એવા ઉત્તમ સ્વપ્ન પણ કોઈક ભાગ્યોદયથી જ પામી શકાય છે એવુ દિવ્ય સ્વપ્ન દેખવાથી દિવ્ય રૂપ અને દિવ્ય

छाया कापि जगत्प्रिया दलततिर्दत्तेऽतुल मङ्गल
मञ्जर्युद्गम एष निस्तुलफलस्फातेर्निमित्त परम् ।
आकारश्च मनोहरस्तरुवरश्रेणीषु तन्मुख्यतां
पृथ्व्याः कल्पतरो ! रसालफलद ! ब्रूमस्तवैव ध्रुवम् ॥ १ ॥

ખરેખર આ પોપટ કુવાના દેડકા સમાન મને ગણીને અન્યોક્તિવડે મને જ કહે છે આ આશ્ચર્યકારક હકીકત ઉપરથી ખરેખર આ પોપટ કોઇક જ્ઞાનીની પેઠે મહાવિલક્ષણ માલમ પડે છે રાજા એમ વિચારે છે એટલામા વળી ફરીને પોપટ બોલ્યો કે,

ग्रामीणस्य जडाऽग्रिमस्य नितमा ग्रामीणता कापि यः
स्व ग्राम दिविषत्पुरीयति कुटीं मानी विमानीयति ।
स्वर्भक्ष्यीयति च स्वभक्ष्यमखिल वेष सुवेषीयति
स्व शक्रीयति चात्मनः परिजन सर्वं सुपर्वीयति ॥ २३ ॥

મૂર્ખમા સરદાર એવા ગામડિયા માણસોની કલ્પનાઓ પણ ગામડિયાપણા જેવી જ હોય છે કેમકે, તેઓ પોતાના ગામડાને સ્વર્ગપુરી સમાન માને છે, પોતાની ઝુપડીને વિમાન સરખી માને છે, પોતાના ઘેંસ રાબના ભોજનને જ અમૃત માને છે, પોતાના ગામડિયા વસ્ત્રને દિવ્ય વસ્ત્ર સમાન માને છે, પોતાને જ ઇંદ્ર સમાન ગણે છે અને પોતાના પરિવારને જ સર્વસામાન્ય દેવ સમાન જુએ છે

આટલુ જ માત્ર સાભળીને રાજાએ વિચાર્યું કે, બોલવામા વિચક્ષણ આ પોપટે ખરેખર મને ગામડિયા સમાન ગણ્યો, અને તેથી એમ વિતર્ક થાય છે કે, મારી રાણીઓ કરતા પણ અત્યત સ્વરૂપવતી સ્ત્રી એણે ક્યાય પણ દેખી હોવી જોઇએ, આ પ્રમાણે તે પોતાના મનમા વિચાર કરે છે, તેટલામા અધૂરી વાત કોઇને સતોષી શકતી નથી, એમ ધારી આકાર અને વાણી બનેથી મનોહર એ પોપટ બોલવા લાગ્યો કે, " જ્યા સુધી ગાગીલેય ઋષિની કન્યાને તે જોઇ નથી, ત્યા સુધી જ આ પોતાની રાણીઓને, હે રાજા, તુ ઉત્કૃષ્ટ માને છે સર્વાગસુદર આખા જગતની શોભારૂપ, અને વિધાતાના સૃષ્ટિ-રચનાના પરિશ્રમના એક ફળરૂપ તે કન્યા છે એ કન્યા જેણે જોઇ નથી, તેનુ જીવિત પણ નિષ્ફળ છે, અને કદાચિત્ જોઇ હોય, પણ તેને જો આલિગન ન કર્યું, તો નિશ્ચે કરી તેનુ જીવિત પણ વ્યર્થ જ છે જેમ ભ્રમર નવ-માલતીને દેખીને બીજા પુષ્પોની સુગધીને છોડી દે છે, તેમ એ કન્યાને જે જુએ તે પુરુષ કોઇ પણ બીજી સ્ત્રી સાથે પ્રીતિ કરે જ નહિ એવી સૂર્યની પુત્રી જેવી એ કમલમાલા નામની કન્યાને જોવાની તેમ જ મે[illegible] તને ઇચ્છા હોય તો, હે રાજા, તુ મારી પાછળ પાછળ આવ. "

चेइअपडिमपइट्ठा सुआइपव्वावणा य पयठवणा ।
पुत्थयलेहणवायण-पोसहसालाइ कारवण ॥ १५ ॥

## જિનમન્દિર.

તેમજ (૫) ઊંચા તોરણ, શિખર, મંડપ વગેરેથી શોભતું, ભરત ચક્રવર્તી વગેરેએ જેમ કરાવ્યું તેમ રત્નખચિત, સોનામય, રૂપામય, વગેરે અથવા શ્રેષ્ઠ પાષાણાદિમય મ્હોટો જિનપ્રાસાદ કરાવવો. તેટલી શક્તિ ન હોય તો ઉત્તમ કાષ્ઠ, ઈંટો વગેરેથી જિનમંદિર કરાવવું. તેમ કરવાની પણ શક્તિ ન હોય તો જિનપ્રતિમાને અર્થે ઘાસની ઝુંપડી પણ ન્યાયથી કમાએલા ધનવડે વિધિપૂર્વક બંધાવવી. કેમ કે—ન્યાયથી ઉપાર્જન કરેલા ધનનો ધણી, બુદ્ધિમાન, શુભ પરિણામી અને સદાચારી એવો શ્રાવક ગુરૂની આજ્ઞાથી જિનમંદિર કરાવવાને અધિકારી થાય છે. દરેક જીવે પ્રાયે અનાદિ ભવમાં અનંતા જિનમંદિર અને અનંતી જિનપ્રતિમાઓ કરાવી, પણ તે કૃત્યમાં શુભ પરિણામ ન હોવાને લીધે તેથી ભક્તિનો લવલેશ પણ તેને મળ્યો નહિ. જેમણે જિનમંદિર તથા જિનપ્રતિમા કરાવી નહિ, સાધુઓને પૂજ્યા નહિ, અને દુર્ધર વ્રત પણ અંગીકાર કર્યું નહિ, તેમણે પોતાનો મનુષ્યભવ નકામો ગુમાવ્યો. જે પુરુષ જિનપ્રતિમાને સારૂ એક ઘાસની ઝુંપડી પણ કરાવે, તથા ભક્તિથી પરમ ગુરુને એક ફૂલ પણ અર્પણ કરે, તો તેના પુણ્યની ગણત્રી ક્યાંથી થાય? વળી જે પુણ્યશાળી મનુષ્યો શુભ પરિણામથી મ્હોટું, મજબૂત અને નક્કર પત્થરનું જિનમંદિર કરાવે છે, તેમની તો વાત જ શી? તે અતિ ધન્ય પુરુષો તો પરલોકે સારી ગતિવાળા વિમાનવાસી દેવતા થાય છે. જિનમંદિર કરાવવાનો વિધિ તો પવિત્ર ભૂમિ તથા પવિત્ર દળ (પત્થર, લાકડાં વગેરે), મજૂર વગેરેને ન ઠગવું, મુખ્ય કારીગરનું સન્માન કરવું વગેરે પૂર્વે કહેલ ઘરના વિધિ પ્રમાણે સર્વ ઉચિત વિધિ અહિં વિશેષે કરી જાણવો. કહ્યું છે કે—ધર્મ કરવાને સારૂ ઉદ્યમવાન થએલા પુરૂષે કોઈને પણ અપ્રીતિ થાય એમ કરવું નહીં. આ રીતેજ સંયમ ગ્રહણ કરવો તે શ્રેયસ્કર છે.

આ વાતમાં ભગવાન્ મહાવીરસ્વામીનું દૃષ્ટાંત છે. તે ભગવાને "મ્હારા રહેવાથી આ તાપસોને અપ્રીતિ થાય છે, અને તે અપ્રીતિ અબોધિનું બીજ છે" એમ જાણી ચોમાસાના કાળમાં પણ તાપસનો આશ્રમ તજી દઈ વિહાર કર્યો. જિનમંદિર બનાવવાને અર્થે કાષ્ઠ વગેરે દળ પણ શુદ્ધ જોઈએ. કોઈ અધિષ્ઠાયક દેવતાને રોષ પમાડી અવિધિથી લાવેલું અથવા પોતાને સારૂ આરંભ સમારંભ લાગે એવી રીતે બનાવેલું પણ જે ન હોય તેજ કામ આવે. રાંક એવા મજૂર લોકો વધુ મજૂરી આપવાથી ઘણો સંતોષ પામે છે અને સંતોષવાળા થઈ પહેલાં કરતાં વધારે કામ કરે છે. જિનમંદિર અથવા જિનપ્રતિમા કરાવે ત્યારે ભાવશુદ્ધિને સારૂ ગુરૂ તથા સંઘ સમક્ષ એમ કહેવું કે, "આ કામમાં અવિ

વૈભાર પર્વતે, સમ્મેન શિખરે તથા અષ્ટાપદ વગેરેને વિષે પણ ભરતચક્રવર્તીએ ઘણા જિન પ્રાસાદ, અને પાચસો ધનુષ્ય વગેરે પ્રમાણુની તથા સુવર્ણ વગેરેની પ્રતિમાઓ પણ કરાવી દડવીર્ય, સગર ચક્રવર્તી આદિ રાજાઓએ તે મદિરાના તથા પ્રતિમાઓના ઉદ્ધાર પણ કરાવ્યા, હરિષેણ ચક્રવર્તીએ જિનમદિરથી પૃથ્વીને સુશોભિત કરી સપ્રતિ રાજાએ પણ સો વર્ષ આયુષ્યના સર્વ દિવસની શુદ્ધિના સારૂ છત્રીશ હજાર નવા તથા બાકીના જીર્ણોદ્ધાર મળી સવા લાખ જિનદેરાસર બનાવ્યા સુવર્ણ વગેરેની સવાક્રોડ પ્રતિમાઓ ભરાવી આમ રાજાએ ગોવર્દ્ધન પર્વત ઉપર સાડા ત્રણક્રોડ સોના મ્હોર ખરચી સાત હાથ પ્રમાણ સુવર્ણની પ્રતિમા યુક્ત મહાવીરસ્વામીનુ દેરાસર કરાવ્યુ તેમા મૂળ મડપમા સવા લાખ સુવર્ણ તથા રગમડપમા એકવીસ લાખ સુવર્ણ લાગ્યુ કુમારપાળે તો ચૌદસો ચુવાલીશ નવા જિનમદિર તથા સોળસો જીર્ણોદ્ધાર કરાવ્યા છન્નુ ક્રોડ દ્રવ્ય ખરચીને પિતાના નામથી બનાવેલા ત્રિભુવનવિહારમા એકસો પચીસ આગળ ઊચી મૂળનાયકજીની પ્રતિમા અરિષ્ટરત્નમયી હતી ફરતી બહોત્તેર દેરીઓમા ચોદ ભાર પ્રમાણુની ચોવીશ રત્નમયી ચોવીશ સુવર્ણમયી અને ચોવીશ રૂપામયી પ્રતિમાઓ હતી

વસ્તુપાળ મત્રીએ તેરસો તેર નવા જિનમદિર, અને બાવીસો જીર્ણોદ્ધાર કરાવ્યા તથા સવા લાખ જિનબિબ ભરાવ્યા પેથડશાહે ચોરાશી જિનપ્રાસાદ કરાવ્યા તેમ સુરગિરિને વિષે ચૈત્ય નહિ હતુ, તે બનાવવાનો વિચાર કરી વીરમદ રાજાના પ્રધાન વિપ્ર હેમાદેના નામથી તેની પ્રસન્નતાને સારૂ પેથડ શાહે માધાતાપુરમા તથા ઓકારપુરમા ત્રણ વર્ષ સુધી દાનશાળા મડાવી હેમાદે તુષ્ટમાન થયો અને સાત રાજમહેલ જેટલી ભૂમિ પેથડને આપી પાયો ખોદ્યો અને મીઠુ પાણી નીકળ્યુ ત્યારે કોઈએ રાજા પાસે જઇ ચાડી ખાધી કે, " મહારાજ ! મીઠુ પાણી નીકળ્યુ છે માટે વાવ બધાવો " તે વાત જાણતા જ રાતોરાત પેથડ શાહે બાર હજાર ટકનુ મીઠુ પાણીમા નખાવ્યુ, આ ચૈત્ય બનાવવા સારુ સોનૈયાથી ભરેલી બત્રીશ ઊટડીઓ મોકલી પાયામા ચોરાશી હજાર ટકનુ ખરચ થયુ ચૈત્ય તૈયાર થયુ ત્યારે વધામણી આપનારને ત્રણ લાખ ટક આપ્યા આ રીતે પેથડ વિહાર બ યો વળી તે પેથડે જ શત્રુજયપર્વત ઉપર શ્રી ઋષભદેવ ભગવાનનુ ચૈત્ય એકવીશ ઘડી પ્રમાણ સુવર્ણથી ચારે તરફ મઢાવીને મેરુ પર્વતની માફક સુવર્ણમય કર્યું ગિરનાર પર્વતના સુવર્ણમય બલાનકનો સબધ નીચે પ્રમાણે છે —

ગઈ ચોવીશીમા ઉજ્જયિની નગરીને વિષે ત્રીજા શ્રી સગર તીર્થકરને કેવળીની પર્ષદા જોઇ નરવાહન રાજાએ પૂછ્યુ કે, " હુ કયારે કેવળી થઇશ ? " ભગવાને કહ્યુ " આવતી ચોવીશીમા બાવીશમા તીર્થકર શ્રી નેમિનાથ ભગવાનના તીર્થમા તુ કેવળી થઈશ " નરવાહન રાજાએ દીક્ષા લીધી, અને આયુષ્યને અતે બ્રહ્મેદ્ર થઇ શ્રી નેમિનાથ ભગવાનની વજ્રમૂર્ત્તિકામય પ્રતિમા કરી દશ સાગરોપમ સુધી તેની પૂજા કરી પોતાના

આયુષ્યનો અંત આવ્યો, ત્યારે ગિરનાર પર્વત ઉપર સુવર્ણ રત્નમય પ્રતિમાવાળા ત્રણ ગભારા કરી તેની આગળ એક સુવર્ણમય બલાનક કર્યું; અને તેમા તે વજ્રમૂર્ત્તિકામય પ્રતિમાની સ્થાપના કરી અનુક્રમે સઘને શ્રી રત્નશ્રેષ્ઠી મ્હોટા સઘ સહિત ગિરનાર ઉપર યાત્રા કરવા આવ્યો ઘણા હર્ષથી સ્નાત્ર કરવાથી મૂર્ત્તિકામય ( લેપ્યમય ) પ્રતિમા ગળી ગઇ તેથી રત્નશેઠી ઘણો ખેદ પામ્યો સાઠ ઉપવાસ કરવાથી પ્રસન્ન થયેલ અબાદેવીના વચનથી સુવર્ણમય બલાનકમાની પ્રતિમા કે, જે કાચા સૂત્રથી વીંટાયલી તે લાવ્યો ચૈત્યના દ્વારમા આવતા પાછળ જોયુ તેથી તે પ્રતિમા ત્યા જ સ્થિર થઇ પછી ચૈત્યનુ દ્વાર ફેરવી નાખ્યુ તે હજી સુધી તેમ જ છે કેટલાક એમ કહે છે કે—સુવર્ણમય બલાનકમા બહોત્તેર મ્હોટી પ્રતિમાઓ હતી તેમા અઢાર સુવર્ણમયી, અઢાર રત્નમયી, અઢાર રૂપામયી અને પાષાણમયી હતી આ રીતે શ્રી ગિરનાર ઉપરના શ્રી નેમિનાથ ભગવાનનો પ્રબધ છે, અત્રે છઠ્ઠું દ્વાર સમાપ્ત થયુ

## પ્રતિમાની અજનશલાકા અને પ્રતિષ્ઠા.

૭ તેમજ પ્રતિમાની પ્રતિષ્ઠા અજનશલાકા શીઘ્ર કરાવવી, કેમકે ષોડશકમા કહ્યું છે કે-પૂર્વે કહેલ વિધિ પ્રમાણે બનાવેલી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા તત્કાળ દશ દિવસની અદર કરવી પ્રતિષ્ઠા સક્ષેપથી ત્રણ પ્રકારની છે એક વ્યક્તિ પ્રતિષ્ઠા, બીજી ક્ષેત્રપ્રતિષ્ઠા અને ત્રીજી મહાનામની, સિદ્ધાતના જાણ લોકો એમ કહે છે કે—જે સમયમા જે તીર્થંકરનો વારો ચાલતો હોય, તે સમયમા તે તીર્થંકરની જ એકલી પ્રતિમા હોય તે વ્યક્તિ પ્રતિષ્ઠા કહેવાય છે ઋષભદેવ આદિ ચોવીશેની ક્ષેત્રપ્રતિષ્ઠા કહેવાય છે, અને એકસો સીત્તેર ભગવાનની મહાપ્રતિષ્ઠા કહેવાય છે બૃહદ્ભાષ્યમા કહ્યું છે કે-એક વ્યક્તિપ્રતિષ્ઠા, બીજી ક્ષેત્રપ્રતિષ્ઠા અને ત્રીજી મહાપ્રતિષ્ઠા તે અનુક્રમે એક, ચોવીશ અને એકસો સિત્તેર ભગવાનની જાણવી સર્વે પ્રકારની પ્રતિમાની સામગ્રી સપાદન કરવી, શ્રી સઘને તથા શ્રી ગુરુ મહારાજને બોલાવવા તેમનો પ્રવેશ વગેરે ઘણા ઉત્સવથી કરી સમ્યક્ પ્રકારે તેમનુ સ્વાગત કરવુ ભોજન વસ્ત્ર વગેરે આપી તેમનો સર્વ પ્રકારે સત્કાર કરવો બદીવાનોને છોડાવવા, અમારી પ્રવર્ત્તાવવી કોઈને પણ હરકત ન પડે એવી દાનશાળા ચલાવવી સૂતાર વગેરેનો સત્કાર કરવો ઘણા ઠાઠથી સગીત આદિ અદ્ભુત ઉત્સવ કરવો વગેરે પ્રતિષ્ઠા વિધિ પ્રતિષ્ઠાકલ્પ આદિ ગ્રથોથી જાણવો

પ્રતિષ્ઠામાં સ્નાત્રને અવસરે જન્માવસ્થા ચિતવવી તથા ફળ, નૈવેદ્ય, પુષ્પ, વિલેપન, સગીત વગેરે ઉપચારને વખતે કુમાર આદિ ચઢતી અવસ્થા ચિતવવી છદ્મસ્થપણાના સૂચક વસ્ત્રાદિકવડે શરીરનુ ઢાકવુ કરવુ વગેરે ઉપચારવડે ભગવાનની શુદ્ધ ચારિત્રાવસ્થા ચિતવવી અજનશલાકાવડે નેત્રનુ ઉઘાડવુ કરતાં ભગવાનની કેવળી અવસ્થા ચિતવવી

અંતકાળે સંયમ લેવાનું જેનાથી ન બને, તે શ્રાવક અંતસમય આવે સંલેખના કરી શત્રુંજય આદિ શુભ તીર્થે જાય, અને નિર્દોષ સ્થંડિલને વિષે ( જીવજંતુ રહિત ભૂમિને વિષે ) શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ચતુર્વિધ આહારનું પચ્ચખાણ કરી આનંદાદિક શ્રાવકોની માફક અનશન સ્વીકારે કહ્યું છે કે-તપસ્યાથી અને વ્રતથી મોક્ષ થાય છે, દાનથી ઉત્તમ ભોગ મળે છે, દેવપૂજાથી રાજ્ય મળે છે અને અનશન કરી મરણ પામવાથી ઇંદ્રપણું પમાય છે લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-હે અર્જુન ! વિધિપૂર્વક પાણીમાં અંત વખતે રહે તો તે સાત હજાર વર્ષ સુધી, અગ્નિમાં પડે તો દસ હજાર વર્ષ સુધી, ઝંપાપાત કરે તો સોળ હજાર વર્ષ સુધી, મ્હોટા સંગ્રામમાં પડે તો સાઠ હજાર વર્ષ સુધી, ગાય છોડાવવાને માટે દેહ ત્યાગ કરે તો એંશી હજાર વર્ષ સુધી શુભ ગતિ ભોગવે, અને અંતકાળે અનશન કરે તો અક્ષય ગતિ પામે

પછી સર્વ અતિચારના પરિહારને સારૂ ચાર શરણરૂપ આરાધના કરે દશ દ્વારરૂપ આરાધના એ રીતે કહી છે કે-૧ અતિચારની આળોયણા કરવી, ૨ વ્રતાદિક ઉચ્ચરવા, ૩ જીવોને ખમાવવા, ૪ ભાવિતાત્મા એવો શ્રાવક અઢાર પાપસ્થાનકને વોસરાવે, ૫ અરિહંત આદિ ચારે શરણ કરવા, ૬ કરેલા દુષ્કૃતની નિંદા કરવી, ૭ કરેલા શુભ કર્મોની અનુમોદના કરવી, ૮ શુભ ભાવના ભાવવી, ૯ અનશન આદરવું, અને ૧૦ પંચપરમેષ્ઠિ નવકાર ગણવા, એવી આરાધના કરવાથી જો તે જ ભવમાં સિદ્ધ ન થાય, તો પણ દેવતાપણું તથા શુભ મનુષ્યપણું પામી આઠ ભવની અંદર સિદ્ધ થાય જ, કારણ કે, સાત અથવા આઠ ભવ ગ્રહણ કરે, તેથી વધારે ન કરે એવું આગમવચન છે ઇતિ અઢારમું દ્વાર તથા સોલમી ગાથાનો અર્થ સંપૂર્ણ

હવે પ્રકરણનો ઉપસંહાર કરતા દિનકૃત્યાદિકનું ફળ કહે છે

एअं गिहिधम्मविहिं, पइदिअह निव्वहंति जे गिहिणो ॥
इह भवि परभवि निव्वुइ सुह लहु लहंति धुवं ॥ १७ ॥

આ ઉપર દિનકૃત્ય આદિ છ દ્વારવાળો શ્રાવકનો જે ધર્મવિધિ, તેને નિરંતર જે શ્રાવકો સમ્યક્ પ્રકારે પાળે, તેઓ આ વર્તમાન ભવને વિષે સારી અવસ્થામાં રહી સુખ પામે, તથા પરલોકે સાત આઠ ભવની અંદર સુખના હેતુભૂતપણે સુખની પરંપરારૂપ મુક્તિસુખ તત્કાળ જરૂર પામે છે

**તપાગચ્છીય શ્રી રત્નશેખરસૂરિવિરચિત 'શ્રાદ્ધવિધિ પ્રકરણ'ની 'શ્રાદ્ધવિધિકૌમુદી' ટીકામાં છઠ્ઠો જન્મકૃત્ય પ્રકાશ સમાપ્ત થયો**



તથા પૂજામા સર્વ પ્રકારના મ્હોટા ઉપચાર કરવાને અવસરે સમવસરણમા રહેલી ભગવાનની અવસ્થા ચિતવવી એમ શ્રાદ્ધસમાચારીવૃત્તિમા કહ્યું છે પ્રતિષ્ઠા કર્યા પછી બાર માસ સુધી મહિને મહિને તે દિવસે ઉત્તમ પ્રકારે સ્નાત્ર વગેરે કરવુ વર્ષ પૂરુ થાય ત્યારે અઠ્ઠાઇ ઉત્સવ કરવો, અને આઉખાની ગાઠ બાધવી તથા ઉત્તરોત્તર વિશેષ પૂજા કરવી વર્ષ ગાઠને દિવસે સાધર્મિવાત્સલ્ય તથા સઘપૂજા વગેરે શક્તિ પ્રમાણે કરવુ પ્રતિષ્ઠા ષોડશકમા તો વળી કહ્યું છે કે ભગવાનની આઠ દિવસ સુધી એક સરખી પૂજા કરવી તથા સર્વ પ્રાણીઓને યથાશક્તિ દાન આપવું આ રીતે સાતમું દ્વાર સમાપ્ત થયુ

## પુત્રાદિકનો દીક્ષા મહોત્સવ

તેમજ પુત્ર, પુત્રી, ભાઇ, ભત્રીજો, પોતાનો મિત્ર, સેવક આદિનો દીક્ષાનો તથા વડી દીક્ષાનો ઉત્સવ ઘણા આડબરથી કરવો કેમકે—ભરત ચક્રવર્તીના પાચસો પુત્ર અને સાતસો પૌત્ર એટલા કુમારોએ તે સમવસરણમા સાથે દીક્ષા લીધી શ્રીકૃષ્ણે તથા ચેટક રાજાએ પોતાની સતતિને નહિ પરણાવવાનો નિયમ કર્યો હતો, તથા પોતાની પુત્રી આદિને તથા બીજા થાવચ્ચા પુત્ર વગેરેને ઘણા ઉત્સવથી દીક્ષા અપાવી તે વાત પ્રસિદ્ધ છે દીક્ષા અપાવવી એમા ઘણું પુણ્ય છે કેમકે—જેમના કુળમા ચારિત્રધારી ઉત્તમ પુત્ર થાય છે, તે માતા, પિતા અને સ્વજનવર્ગ ઘણા પુણ્યશાળી અને ધન્યવાદને યોગ્ય છે લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે—જ્યા સુધી કુળમા કોઇ પુત્ર પવિત્ર સન્યાસી થતો નથી, ત્યા સુધી પિડની ઇચ્છા કરનારા પિતૃઓ સસારમા ભમે છે આમ આઠમું દ્વાર સમાપ્ત થયુ

## પદસ્થાપના

૯ તેમજ પદસ્થાપના એટલે ગણિ, વાચનાચાર્ય, વાચક, આચાર્ય દીક્ષા લીધેલા પોતાના પુત્ર આદિ તથા બીજા પણ જે યોગ્ય હોય, તેમની પદ સ્થાપના શાસનની ઉન્નતિ વગેરેને સારૂ ઘણા ઉત્સવથી કરાવવી સભળાય છે કે અરિહતના પ્રથમ સમવસરણને વિષે ઇંદ્ર પોતે ગણધરપદની સ્થાપના કરાવે છે વસ્તુપાળ મત્રીએ પણ એકવીશ આચાર્યોની પદસ્થાપના કરાવી હતી નવમું દ્વાર સમાપ્ત

## શ્રુતજ્ઞાનની ભક્તિ.

૧૦ તેમજ શ્રીકલ્પ આદિ આગમ, જિનેશ્વર ભગવાનના ચરિત્ર વગેરે પુસ્તકો ન્યાયથી સપાદન કરેલા દ્રવ્યવડે શુદ્ધ અક્ષર તથા સારા પાના વગેરે યુક્તિથી લખાવવા તેમજ વાચન એટલે સવેગી ગીતાર્થ એવા મુનિરાજ પાસે ગ્રથનો આરભ થાય, તે દિવસે ઘણો ઉત્સવ વગેરે કરી અને દરરોજ બહુમાનથી પૂજા કરી વ્યાખ્યાન કરાવવું તેથી

# ग्रन्थकारनी प्रशस्ति.

विख्याततपेत्याख्या जगति जगच्चन्द्रसूरयोऽभूवन् ॥
श्रीदेवसुन्दरगुरूत्तमाश्च तदनुक्रमाद्विदिता ॥ १ ॥

જગતમા શ્રીજગતચદ્રસૂરિ તપા એવા નામથી પ્રસિદ્ધ થયા છે તેઓશ્રીના પટ્ટ ઉપર અનુક્રમે પ્રસિદ્ધિને પામેલા શ્રીદેવસુદરસૂરિ પ્રખ્યાત થયા

पञ्च च तेषां शिष्यास्तेष्वाद्या ज्ञानसागरा गुरवः ॥
विविधावचूर्णिलहरिप्रकटनत सान्वयाह्वानाः ॥ २ ॥

એ દેવસુદરસૂરિ મહારાજને પાચ શિષ્યો થયા તેમા પ્રથમ જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર એવા જ્ઞાનસાગરસૂરિ થયા જેઓએ વિવિધ પ્રકારની ઘણા શાસ્રોની અવચૂર્ણિરૂપી લેહેરોને પ્રકટ કરવાથી પોતાનું નામ સાર્થક કર્યું હતુ

श्रुतगतविविधालापकसमुद्धृता सममरश्च सूरीन्द्राः ॥
कुलमण्डना द्वितीयाः श्रीगुणरत्नास्तृतीयाश्च ॥ ३ ॥

બીજા શિષ્ય શ્રી કુળમડનસૂરિ થયા, જેઓ ઘણા સિદ્ધાત ગ્રથોમા રહેલા અનેક પ્રકારોના આલાવા લઇને વિચારામૃતસગ્રહ વિગેરે ઘણા ગ્રથોના બનાવનાર થયા તથા ત્રીજા શિષ્ય શ્રી ગુણરત્નસૂરિ થયા

षड्दर्शनवृत्तिक्रियारत्नसमुच्चयविचारनिचयसृजः ॥
श्रीभुवनसुन्दरादिषु भेजुर्विद्यागुरुत्व ये ॥ ४ ॥

જે ગુણરત્નસૂરિ મહારાજે ષટ્દર્શનસમુચ્ચયની વૃત્તિ, અને હૈમીવ્યાકરણને અનુસારે ક્રિયારત્નસમુચ્ચય, વિગેરે વિચારનિચય એટલે વિચારના સમૂહને પ્રગટ કર્યા છે અને શ્રી ભુવનસુદરાદિક શિષ્યોના વિદ્યાગુરુ થયા હતા

श्रीसोमसुन्दरगुरुप्रवरास्तुर्या अहार्यमहिमान ॥
येभ्य सन्ततिरुच्चैर्भवति द्वेधा सुधर्मभ्य. ॥ ५ ॥

ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામે છે તેમજ વ્યાખ્યાન વાચનાર તથા ભણનાર મુનિરાજોને કપડા વગેરે વહોરાવી તેમને સહાય્ય કરવી કહ્યું છે કે—જે લોકો જિનશાસનના પુસ્તકો લખાવે, વ્યાખ્યાન કરાવે, ભણે, ભણાવે, સાભળે અને પુસ્તકોની ઘણી યતનાથી રક્ષા કરે, તે લોકો મનુષ્ય લોકના, દેવલોકના તથા નિર્વાણના સુખ પામે છે જે પુરૂષ કેવળીભાષિત સિદ્ધાતને પોતે ભણે, ભણાવે અથવા ભણનારને વસ્ત્ર, ભોજન, પુસ્તક વગેરે આપી સહાય્ય કરે, તે પુરૂષ આ લોકમા સર્વજ્ઞ જ થાય છે જિનભાષિત આગમની કેવળજ્ઞાન કરતા પણ શ્રેષ્ઠતા દેખાય છે કહ્યું છે કે—અહો શ્રુતોપયોગ રાખનાર શ્રુતજ્ઞાની સાધુ જો કદાચ અશુદ્ધ વસ્તુ વહોરી લાવે તો તે વસ્તુને કેવળી ભગવાન પણ ભક્ષણ કરે છે કારણ કે, એમ ન કરે તો શ્રુતજ્ઞાન અપ્રમાણ થાય સાભળવામા છે કે—" અગાઉ દુષમ કાળના વશથી બાર વર્ષ સુધી દુકાળ પડયો તેથી તથા બીજા અનેક કારણોથી સિદ્ધાંત ઉચ્છિન્ન પ્રાય થએલા જોઈ ભગવાન્ નાગાર્જુન, સ્કદિલાચાર્ય વગેરે આચાર્યોએ તેને પુસ્તકારૂઢ કર્યો " માટે સિદ્ધાતને માન આપનાર માણસે તે પુસ્તકને વિષે લખાવવુ, તથા રેશમી વસ્ત્ર આદિ વસ્તુવડે તેની પૂજા કરવી સભળાય છે કે, પેથડ શાહે સાત ક્રોડ તથા વસ્તુપાળ મત્રીએ અઢાર ક્રોડ દ્રવ્ય ખરચીને ત્રણ જ્ઞાનભડાર લખાવ્યા થરાદના સઘવી આભૂએ ત્રણ ક્રોડ ટક ખરચીને સર્વ આગમની એકેક પ્રત સુવર્ણમય અક્ષરથી અને બીજી સર્વ ગ્રથની એકેક પ્રત શાહીથી લખાવી દસમું દ્વાર સમાપ્ત

## પોષધશાલા.

૧૧ તેમજ પોષધશાળા એટલે શ્રાવક વગેરેને પોષધ લેવાને સારૂ ખપમા આવતી સાધરણ જગ્યા પણ પૂર્વે કહેલ ઘર બનાવવાની વિધિ માફક કરાવવી સાધર્મિઓને સારૂ કરાવેલી તે પોષધશાળા સારી સગવડવાળી અને નિરવદ્ય યોગ્ય સ્થાનક હોવાથી અવસર ઉપર સાધુઓને પણ ઉપાશ્રય તરીકે આપવી કારણ કે તેમ કરવામા ઘણું પુણ્ય છે કહ્યું છે કે—જે પુરૂષ તપસ્યા તથા બીજા ઘણા નિયમ પાળનાર એવા સાધુ મુનિરાજોને ઉપાશ્રય આપે, તે પુરૂષે વસ્ત્ર, અન્ન, પાન, શયન આસન વગેરે સર્વ વસ્તુઓ મુનિરાજને આપી એમ સમજવું વસ્તુપાળ મત્રીએ નવસો ચોરાશી પોષધશાળાઓ કરાવી સિદ્ધરાજ જયસિહના મુખ્ય મત્રી સાન્તુએ પોતાનો નવો મહેલ વાદિ દેવસૂરિને દેખાડીને કહ્યુંકે "એ કેવો છે ? " ત્યારે શિષ્ય માણિકયે કહ્યુ કે, " જો એની પોષધશાળા કરો તો અમે એને વખાણીએ " મત્રીએ કહ્યુ " એ પોષધશાળા થાઓ " તે શાળામાની બહારની પરશાળમા શ્રાવકોને ધર્મધ્યાન કરી રહ્યા પછી મુખ જોવાને સારૂ એક પુરુષ પ્રમાણ ઊંચા એવા બે આરિસા બે બાજૂએ રાખ્યા હતા અગ્યારમું દ્વાર તથા પદરમી ગાથાનો અર્થ સમાપ્ત થયો

आजम्म समत्त, जहसत्ति वयाइ दिक्खगहण वा ।
आरभ चाउ बम पडिमाई अतिआरहणा ॥ १६ ॥

જેઓનો અતુલ મહિમા છે એવા શ્રી સોમસુંદરસૂરિ ચોથા શિષ્ય થયા જેઓનાથી સાધુ સાધ્વીનો પરિવાર સારી રીતે પ્રવર્ત્યો જેમ સુધર્માસ્વામીથકી ગ્રહણા આસેવનાની રીતિ પ્રમાણે સાધુ સાધ્વી પ્રવર્ત્યા હતા તેમ

यतिजीतकल्पनिवृतश्च पञ्चमाः साधुरत्नसूरिवराः ॥
यैर्मादृशोऽप्यकृष्यत करप्रयोगेण भवकूपात् ॥ ६ ॥

યતિજીતકલ્પવૃતિ વિગેરે ગ્રથોના રચનાર પાચમા શિષ્ય શ્રી સાધુરત્નસૂરિ એવા થયા કે જેઓએ હસ્તાવલબન દઇને સસારરૂપ કૂપથી બુડતા મારા જેવા શિષ્યોનો ઉદ્ધાર કર્યો

श्रीदेवसुन्दरगुरोः पट्टे श्रीसोमसुन्दरगणेन्द्रा. ॥
युगवरपदवीं प्राप्तास्तेषा शिष्याश्च पञ्चैते ॥ ७ ॥

પૂર્વોક્ત પાચ શિષ્યોના ગુરુ શ્રી દેવસુદરસૂરિના પાટે યુગવર પદવીને પ્રાપ્ત થયેલા શ્રી સોમસુદરસૂરિ થયા અને તેઓને પણ પાચ શિષ્યો થયા હતા

मारीत्यनमनिराकृतिमहस्रनामस्मृतिप्रभृतिकृत्यै' ॥
श्रीमुनिसुन्दरगुरवश्चिरन्तनाचार्यमहिमभृत. ॥ ८ ॥

પૂર્વાચાર્યના મહિમાને ધારણ કરનારા, સતિકર સ્તોત્ર રચીને મરકીના રોગને દૂર કરનારા, સહસાવધાનીના નામ વિગેરેથી ઓળખાતા, એવા શ્રી મુનિસુદરસૂરિ પ્રથમ શિષ્ય હતા

श्रीजयचन्द्रगणेन्द्राः निस्तन्द्रा. सङ्घगच्छकार्येषु ॥
श्रीभुवनसुन्दरवरा. दूरविहारैर्गणोपकृत ॥ ९ ॥

સઘના, ગચ્છના કાર્યો કરવાને અપ્રમાદી બીજા શિષ્ય શ્રી જયચદ્રસૂરિ થયા, અને દૂર દેશાવરોમા વિહાર કરીને પણ પોતાના ગચ્છને પરમ ઉપકાર કરનારા ત્રીજા શિષ્ય શ્રી ભુવનસુદરસૂરિ થયા

विषममहाविद्यातद्विडम्बनाब्धौ तरीव वृत्तिर्यै. ॥
विदधे यत् ज्ञाननिधिं मदादिशिष्या उपाजीवन् ॥ १० ॥

જે ભુવનસુદરસૂરિ ગુરુએ વિષમ મહાવિદ્યાઓની વિટબનારૂપ સમુદ્રમા પ્રવેશ કરાવનારી નાવડીની પેઠે વિષમપદની ટીકા કરી છે એવા જ્ઞાનનિધાન ગુરુને પામીને મારા જેવા શિષ્યો પણ પોતાનુ જીવિત સફળ કરે છે

## સમ્યક્ત્વ અને અણુવ્રતો.

**વિસ્તાર્થ**—૧૨-૧૩ આજન્મ એટલે બાલ્યાવસ્થાથી માંડીને જાવજીવ સુધી સમકિત અને અણુવ્રત આદિ યથાશક્તિ પાળવા આનું સ્વરૂપ અર્થદીપિકામાં કહ્યું છે, માટે અત્રે કહ્યું નથી

## દીક્ષાનો સ્વીકાર.

૧૪ તેમજ દીક્ષા ગ્રહણ એટલે અવસર આવે ચારિત્ર સ્વીકારવું એનો ભાવાર્થ એ છે કે-શ્રાવક બાલ્યાવસ્થામાં દીક્ષા ન લેવાય તો પોતાને ઠગેલાની પેઠે સમજે કેમકે-જેમણે સર્વ લોકને દુઃખદાયી કામદેવને જીતીને કુમાર અવસ્થામાં જ દીક્ષા લીધી, તે બાળ મુનિરાજોને ધન્ય છે પોતાના કર્મના વશથી મળેલું ગૃહસ્થપણું, સર્વવિરતિના પરિણામ એકાગ્ર ચિત્તથી અહર્નિશ રાખીને પાણીનું બેડું માથે ધારણ કરનારી હલકી સ્ત્રીની માફક પાળવું કહ્યું છે કે-એકાગ્ર ચિત્તવાળો યોગી અનેક કર્મ કરે, તો પણ પાણી લાવનારી સ્ત્રીની માફક તેના દોષથી લેપાય નહિ, જેમ પર પુરુષને વિષે આસક્ત થયેલી સ્ત્રી ઉપરથી પતિની મરજી રાખે છે, તેમ તત્ત્વજ્ઞાનમાં રાચી રહેલા યોગી સંસારને અનુસરે છે જેમ શુદ્ધ વેશ્યા મનમાં પ્રીતિ ન રાખતાં 'આજે અથવા કાલે એને છોડી દઇશ' એવો ભાવ રાખી જાર પુરુષને સેવે છે, અથવા જેનો પતિ મુસાફરી આદિ કરવા ગયો છે, એવી કુલીન સ્ત્રી પ્રેમ રંગમાં રહી પતિના ગુણોનું સ્મરણ કરતી છતી ભોજન પાન વગેરેથી શરીરનો નિર્વાહ કરે છે, તેમ સુશ્રાવક સર્વવિરતિના પરિણામ નિત્ય મનમાં રાખી પોતાને અધન્ય માનતો છતો ગૃહસ્થપણું પાળે જે લોકોએ પ્રસરતા મોહને રોકીને જૈની દીક્ષા લીધી, તે સત્પુરુષોને ધન્ય છે અને તેમનાવડે આ પૃથ્વીમંડળ પવિત્ર થએલું છે

## ભાવ શ્રાવકો કેવા હોય ?

ભાવ શ્રાવકના લક્ષણ પણ એ રીતે કહ્યા છે કે-૧ સ્ત્રીને વશ ન થવું, ૨ ઇંદ્રિયો વશ રાખવી, ૩ ધન અનર્થનો હેતુ છે એમ માનવું, ૪ સંસાર અસાર જાણવો, ૫ વિષયનો અભિલાષ રાખવો નહીં, ૬ આરંભ તજવો, ૭ ગૃહવાસ બંધન સમાન ગણવો, ૮ આજન્મ સમકિત પાળવું, ૯ સાધારણ માણસો જેમ ગાડરિયા પ્રવાહે ચાલે છે, એમ વિચારવું ૧૦ આગમના અનુસારે સર્વ ઠેકાણે જવું, ૧૧ દાનાદિ ચતુર્વિધ ધર્મ યથાશક્તિ આચરવો, ૧૨ ધર્મ કરતાં કોઇ અજ્ઞ જન હાસી કરે તો તેની શરમ ન રાખવી, ૧૩ ગૃહકૃત્યો રાગ દ્વેષ ન રાખતાં કરવા, ૧૪ મધ્યસ્થપણું રાખવું, ૧૫ ધનાદિક હોય તો પણ તેમાં જ લપટાઇ ન રહેવું, ૧૬ પરાણે કામોપભોગ સેવવા, ૧૭ વેશ્યા સમાન ગૃહ

एकाङ्गा अप्येकादशाङ्गिनश्च जिनसुन्दराचार्याः ॥
निर्ग्रन्था ग्रन्थकृतः श्रीमज्जिनकीर्त्तिगुरवश्च ॥ ११ ॥

તપશ્ચર્યા કરવાથી એકાંગી ( એકવડીયા શરીરવાળા ) છે છતા પણ અગીઆર અ પાઠી ચોથા શિષ્ય શ્રી જિનસુંદરસૂરિ થયા, અને નિર્ગ્રંથપણાને ધારણ કરનારા, ગ્રં રચના કરનારા પાચમા શિષ્ય શ્રી જિનકીર્તિસૂરિ થયા

एषां श्रीसुगुरूणां प्रसादतः षट्खतिथिमिते वर्षे ॥
श्राद्धविधिसूत्रवृत्तिं व्यधत्त श्रीरत्नशेखरः सूरिः ॥ १२ ॥

પૂર્વોક્ત પાચ ગુરુઓના પ્રસાદ પામીને સવત ૧૫૦૬ ના વર્ષે આ શ્રાદ્ધવિ સૂત્રની વૃત્તિ શ્રી રત્નશેખરસૂરિએ કરી

अत्र गुणमन्त्रविज्ञायतसजिनहंसगणिवरप्रमुखैः ॥
शोधनलिखनादिविधौ व्यधायी सान्निध्यमुद्युक्तैः ॥ १३ ॥

અહિંયા ગુણરૂપી દાનશાળાના જાણકારોમા મુકુટ સમાન ઉદ્યમવતા શ્રી જિનહંસ ગણિ પ્રમુખોએ લખવા શોધન કરવા વિગેરે કાર્યોમા સાનિધ્ય સહાય કરી છે

विधिवैविध्याच्छ्रुतगतनैयत्यादर्शनाच्च यत्किञ्चित् ॥
अत्रोत्सूत्रमसूत्र्यत तन्मिथ्यादुष्कृतं मेऽस्तु ॥ १४ ॥

વિધિનુ વિવિધપણુ દેખવાથી અને સિદ્ધાતોમા રહેલા નિયમો ન દેખવાથી આ શાસ્ત્રમા જે કઇ ઉત્સૂત્ર લખાયુ હોય તે તે મારા પાપ મિથ્યા થાઓ

विधिकौमुदीनाम्न्यां वृत्तावस्यां विलोकितैर्वर्णैः ॥
श्लोकाः सहस्रषट्कं सप्तशती चैकषष्ट्यधिका ॥ १५ ॥

એ પ્રકારે આ વિધિકૌમુદી નામની વૃત્તિમા રહેલા પ્રત્યેક અક્ષરના ગણવાથી છ હજાર સાતસે અને એકસઠ શ્લોક છે

श्राद्धहितार्थं विहिता श्राद्धविधिप्रकरणस्य सूत्रयुता ॥
वृत्तिरियं चिरसमयं जयताज्जयदायिनी कृतिनाम् ॥ १६ ॥

શ્રાવકોના હિતને માટે શ્રાદ્ધવિધિ પ્રકરણની "શ્રાદ્ધવિધિકૌમુદી" નામની આ ટીકા રચી છે, તે ઘણા કાળ સુધી પંડિતાને જયને આપનારી થઇ જયવતી વર્તો

શ્રી રત્નશેખરસૂરિવિરચિત શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ સટીક
ગુજરાતી અનુવાદ સમાપ્ત.

વાસમા રહેવુ આ સત્તર પદવાળુ ભાવ શ્રાવકનુ લક્ષણ આવથી સક્ષેપમા જાણવું હવે પ્રત્યેક પદોના ખુલાસા વિસ્તારથી કહીએ છીએ

૧ અનર્થને ઉત્પન્ન કરનાર, ચપળ ચિત્તવાળા અને નરકે જવાના રસ્તા સરખી એવી સ્ત્રીને જાણી પોતાનુ હિત વાછનાર શ્રાવકે તેના વશમા ન રહેવુ, ૨ ઇન્દ્રિયરૂપ ચપળ ઘોડા હમેશા દુર્ગતિના માર્ગે દોડે છે, તેને સસારનુ સ્વરૂપ યથાર્થપણે જાણનાર શ્રાવકે સમ્યગ્ જ્ઞાનરૂપ લગામવડે તેમને ખોટા માર્ગે જતા અટકાવવા ૩ બધા અનર્થોનું, પ્રયાસનુ, કલેશનુ કારણ અને અસાર એવુ ધન જાણીને બુદ્ધિશાળી પુરુષે થોડો પણ દ્રવ્યનો લોભ ન રાખવો ૪ સસાર પોતે દુ ખરૂપ દુ ખદાયી ફળ આપનાર, પરિણામે દુ ખની સતતિ ઉત્પન્ન કરનાર, વિટબણારૂપ અને અસાર છે એમ જાણી તેના ઉપર પ્રીતિ રાખવી નહીં ૫ વિષ સરખા વિષયો ક્ષણ માત્ર સુખ દેનારા છે, એવો હમેશા વિચાર કરનારો પુરુષ સસારથી ડરનારો હોય છે ૬ તીવ્ર આરભ વર્જે, નિર્વાહ ન થાય તો સર્વે જીવ ઉપર દયા રાખી પરાણે થોડો આરભ કરે, અને નિરારભી સાધુઓની સ્તુતિ કરે ૭ ગૃહવાસને પાશ સમાન ગણતો તેમા દુ ખથી રહે અને ચારિત્ર મોહનીય કર્મ ખપાવવાનો ઘણો ઉદ્યમ કરવો ૮ બુદ્ધિશાળી પુરુષ મનમા ગુરુભક્તિ અને ધર્મની શ્રદ્ધા રાખીને ધર્મની પ્રભાવના, પ્રશસા વગેરે કરતો નિર્મળ સમકિત ધારણ કરે ૯ વિવેકથી પ્રવૃત્તિ કરનારો ધીર પુરુષ, 'સાધારણ માણસો ગાડરિયા પ્રવાહથી એટલે જેમ એકે કર્યું તેમ બીજાએ કરવુ એમ અણસમજથી ચાલનારા છે,' એમ જાણી અને ધીર એવા શ્રાવકે પોતે લોકસજ્ઞાનો ત્યાગ કરવો ૧૦ એક જિનાગમ મૂકીને પરલોકનુ બીજુ કોઇ પ્રમાણ નથી, એમ જાણી જાણ પુરુષે સર્વે ક્રિયાઓ આગમને અનુસારે કરવી ૧૧ જીવ પોતાની શક્તિ ન ગોપવતા જેમ ઘણા સમારના કૃત્યો કરે છે, તેમ બુદ્ધિમાન પુરુષ શક્તિ ન ગોપવતા દાનાદિ ચતુર્વિધ ધર્મ જેમ આત્માને બાધા–પીડા ન થાય તેવી રીતે આદરે ૧૨ ચિતામણિ રત્નની માફક દુર્લભ એવી હિતકારી અને નિરવદ્ય ધર્મક્રિયા પામીને સમ્યક્ પ્રકારે આચરણ કરતા આપણને જોઇ અજ્ઞાન લોકો આપણી હાસી કરે, તો પણ તેથી મનમા લજ્જા લાવવી નહિ ૧૩ દેહસ્થિતિના મૂળ કારણ એવી ધન, સ્વજન, આહાર, ગૃહ વગેરે સસારગત વસ્તુઓને વિષે રાગ–દ્વેષ ન રાખતા સસારમા રહેવું ૧૪ પોતાનુ હિત વાછનાર પુરુષે મધ્યસ્થપણામા રહેવું તથા નિત્ય મનમા સમતાનો વિચાર રાખી રાગ–દ્વેષને વશ ન થવુ તથા કદાગ્રહને પણ સર્વથા છોડી દેવો ૧૫ નિત્ય મનમા સર્વ વસ્તુઓની ક્ષણભગુરતાનો વિચાર કરનારો પુરુષ ધનાદિકનો ધણી છતા પણ ધર્મકૃત્યને હરકત થાય એવો તેમનો સબધ ન રાખે ૧૬ સસારથી વિરક્ત થએલા શ્રાવકે ભોગોપભોગથી જીવની તૃપ્તિ થતી નથી, એમ વિચારી સ્ત્રીના આગ્રહથી પરાણે કામભોગ સેવવો ૧૭ વેશ્યાની માફક આશસા રહિત

## સમ્યક્ત્વ અને અણુવ્રતો.

વિસ્તાર્થ —૧૨-૧૩ આજન્મ એટલે બાલ્યાવસ્થાથી માડીને જાવજ્જીવ સુધી સમકિત અને અણુવ્રત આદિ યથાશક્તિ પાળવા આનુ સ્વરૂપ અર્થદીપિકામા કહ્યું છે, માટે અત્રે કહ્યુ નથી

## દીક્ષાનો સ્વીકાર.

૧૪ તેમજ દીક્ષા ગ્રહણ એટલે અવસર આવે ચારિત્ર સ્વીકારવું એનો ભાવાર્થ એ છે કે-શ્રાવક બાલ્યાવસ્થામા દીક્ષા ન લેવાય તો પોતાને ઠગેલાની પેઠે સમજે કેમકે-જેમણે સર્વ લોકને દુઃખદાયી કામદેવને જીતીને કુમાર અવસ્થામા જ દીક્ષા લીધી, તે બાળ મુનિરાજોને ધન્ય છે પોતાના કર્મના વશથી મળેલું ગૃહસ્થપણું, સર્વવિરતિના પરિણામ એકાગ્ર ચિત્તથી અહર્નિશ રાખીને પાણીનુ બેડુ માથે ધારણ કરનારી હલકી સ્ત્રીની માફક પાળવું કહ્યુ છે કે-એકાગ્ર ચિત્તવાળો યોગી અનેક કર્મ કરે, તો પણ પાણી લાવનારી સ્ત્રીની માફક તેના દોષથી લેપાય નહિ, જેમ પર પુરુષને વિષે આસક્ત થયેલી સ્ત્રી ઉપરથી પતિની મરજી રાખે છે, તેમ તત્વજ્ઞાનમા રાચી રહેલા યોગી સસારને અનુસરે છે જેમ શુદ્ધ વેશ્યા મનમા પ્રીતિ ન રાખતા ‘ આજે અથવા કાલે એને છોડી દઇશ ’ એવો ભાવ રાખી જાર પુરુષને સેવે છે, અથવા જેનો પતિ મુસાફરી આદિ કરવા ગયો છે, એવી કુલીન સ્ત્રી પ્રેમ રગમા રહી પતિના ગુણોનુ સ્મરણ કરતી છતી ભોજન પાન વગેરેથી શરીરનો નિર્વાહ કરે છે, તેમ સુશ્રાવક સર્વવિરતિના પરિણામ નિત્ય મનમા રાખી પોતાને અધન્ય માનતો છતો ગૃહસ્થપણું પાલે જે લોકોએ પ્રસરતા મોહને રોકીને જૈની દીક્ષા લીધી, તે સત્પુરુષોને ધન્ય છે અને તેમનાવડે આ પૃથ્વીમડળ પવિત્ર થએલુ છે

## ભાવ શ્રાવકો કેવા હોય ?

ભાવ શ્રાવકના લક્ષણ પણ એ રીતે કહ્યા છે કે -૧ સ્ત્રીને વશ ન થવુ, ૨ ઇંદ્રિયો વશ રાખવી, ૩ ધન અનર્થનો હેતુ છે એમ માનવુ, ૪ સસાર અસાર જાણવો, ૫ વિષયનો અભિલાષ રાખવો નહીં, ૬ આરભ તજવો, ૭ ગૃહવાસ બધન સમાન ગણવો, ૮ આજન્મ સમકિત પાળવુ, ૯ સાધારણ માણસો જેમ ગાડરિયા પ્રવાહે ચાલે છે, એમ વિચારવું ૧૦ આગમના અનુસારે સર્વ ઠેકાણે જવુ, ૧૧ દાનાદિ ચતુર્વિધ ધર્મ યથાશક્તિ આચરવો, ૧૨ ધર્મ કરતા કોઇ અજ્ઞ જન હાસી કરે તો તેની શરમ ન રાખવી, ૧૩ ગૃહકૃત્યો રાગ દ્વેષ ન રાખતા કરવા, ૧૪ મધ્યસ્થપણું રાખવુ, ૧૬ ધનાદિક હોય તો પણ તેમા જ લપટાઇ ન રહેવુ, ૧૬ પરાણે કામોપભોગ સેવવા, ૧૭ વેશ્યા સમાન ગૃહ

વાસમા રહેવુ આ સત્તર પદવાળુ ભાવ શ્રાવકનુ લક્ષણ ભાવથી સક્ષેપમા જાણવુ હવે પ્રત્યેક પદોના ખુલાસા વિસ્તારથી કહીએ છીએ

૧ અનર્થને ઉત્પન્ન કરનાર, ચપળ ચિત્તવાળા અને નરકે જવાના રસ્તા સરખી એવી સ્ત્રીને જાણી પોતાનુ હિત વાછનાર શ્રાવકે તેના વશમા ન રહેવુ, ૨ ઈંદ્રિયરૂપ ચપળ ઘોડા હમેશા દુર્ગતિના માર્ગે દોડે છે, તેને સસારનુ સ્વરૂપ યથાર્થપણે જાણનાર શ્રાવકે સમ્યગ્ જ્ઞાનરૂપ લગામવડે તેમને ખોટા માર્ગે જતા અટકાવવા ૩ બધા અનર્થોનું, પ્રયાસનુ, ક્લેશનુ કારણ અને અસાર એવુ ધન જાણીને બુદ્ધિશાળી પુરુષે થોડો પણ દ્રવ્યનો લોભ ન રાખવો ૪ સસાર પોતે દુખરૂપ દુખદાયી ફળ આપનાર, પરિણામે દુખની સતતિ ઉત્પન્ન કરનાર, વિટબણારૂપ અને અસાર છે એમ જાણી તેના ઉપર પ્રીતિ રાખવી નહીં ૫ વિષ સરખા વિષયો ક્ષણ માત્ર સુખ દેનારા છે, એવો હમેશા વિચાર કરનારો પુરુષ સસારથી ડરનારો હોય છે ૬ તીવ્ર આરભ વર્જે, નિર્વાહ ન થાય તો સર્વે જીવ ઉપર દયા રાખી પરાણે થોડો આરભ કરે, અને નિરારભી સાધુઓની સ્તુતિ કરે ૭ ગૃહવાસને પાશ સમાન ગણતા તેમા દુખથી રહે અને ચારિત્ર મોહનીય કર્મ ખપાવવાનો ઘણો ઉદ્યમ કરવો ૮ બુદ્ધિશાળી પુરુષ મનમા ગુરુભક્તિ અને ધર્મની શ્રદ્ધા રાખીને ધર્મની પ્રભાવના, પ્રશસા વગેરે કરતો નિર્મળ સમકિત ધારણ કરે ૯ વિવેકથી પ્રવૃત્તિ કરનારો ધીર પુરુષ, 'સાધારણ માણસો ગાડરિયા પ્રવાહથી એટલે જેમ એકે કર્યું તેમ બીજાએ કરવુ એમ અણસમજથી ચાલનારા છે,' એમ જાણી અને ધીર એવા શ્રાવકે પોતે લોકસજ્ઞાનો ત્યાગ કરવો ૧૦ એક જિનાગમ મૂકીને પરલોકનુ બીજુ કોઇ પ્રમાણ નથી, એમ જાણી જાણ પુરુષે સર્વે ક્રિયાઓ આગમને અનુસારે કરવી ૧૧ જીવ પોતાની શક્તિ ન ગોપવતા જેમ ઘણા સસારના કૃત્યો કરે છે, તેમ બુદ્ધિમાન પુરુષ શક્તિ ન ગોપવતા દાનાદિ ચતુર્વિધ ધર્મ જેમ આત્માને બાધા-પીડા ન થાય તેવી રીતે આદરે ૧૨ ચિતામણિ રત્નની માફક દુર્લભ એવી હિતકારી અને નિરવદ્ય ધર્મક્રિયા પામીને સમ્યક્ પ્રકારે આચરણ કરતા આપણને જોઇ અજ્ઞાન લોકો આપણી હાસી કરે, તો પણ તેથી મનમા લજ્જા લાવવી નહિ ૧૩ દેહસ્થિતિના મૂળ કારણ એવી ધન, સ્વજન, આહાર, ગૃહ વગેરે સસારગત વસ્તુઓને વિષે રાગ-દ્વેષ ન રાખતા સસારમા રહેવું ૧૪ પોતાનુ હિત વાછનાર પુરુષે મધ્યસ્થપણામા રહેવું તથા નિત્ય મનમા સમતાનો વિચાર રાખી રાગ-દ્વેષને વશ ન થવું તથા કદાગ્રહને પણ સર્વથા છોડી દેવો ૧૫ નિત્ય મનમા સર્વ વસ્તુઓની ક્ષણભગુરતાનો વિચાર કરનારો પુરુષ ધનાદિકનો ધણી છતા પણ ધર્મકૃત્યને હરકત થાય એવો તેમનો સબધ ન રાખે ૧૬ સસારથી વિરક્ત થએલા શ્રાવકે ભોગોપભોગથી જીવની તૃપ્તિ થતી નથી, એમ વિચારી સ્ત્રીના આગ્રહથી પરાણે કામભોગ સેવવો ૧૭ વેશ્યાની માફક આશસા રહિત

શ્રાવક આજે અથવા કાલે છોડી દઇશ એમ વિચાર કરતો પારકી વસ્તુની માફક શિથિલ ભાવથી ગૃહવાસ પાળે આ રીતે કહેલા સત્તર ગુણવાળો પુરુષ, જિનાગમમા ભાવ શ્રાવક કહેવાય છે એ જ ભાવ શ્રાવક શુભ કર્મના યોગથી શીઘ્ર ભાવ સાધુપણું પામે છે આ રીતે ધર્મરત્ન શાસ્ત્રમા કહ્યુ છે

ઉપર કહેલી રીતે શુભ ભાવના કરનારો, પૂર્વે કહેલ દિનાદિ કૃત્યને વિષે તત્પર એટલે "આ નિર્ગ્રંથ પ્રવચન જ અર્થરૂપ તથા પરમાર્થરૂપ છે, બાકી સર્વ અનર્થ છે,' એવી સિદ્ધાતમા કહેલી રીતિ મુજબ સર્વ કાર્યોમા સર્વ પ્રયત્નથી યતનાવડે જ પ્રવૃત્તિ કરનારો, કોઇ ઠેકાણે પણ જેનુ ચિત્ત પ્રતિબધ પામ્યુ નથી એવો અને અનુક્રમે મોહને જીતવામા નિપુણ થએલો પુરુષ પોતાના પુત્ર, ભત્રીજા વગેરે ઘરનો ભાર ઉપાડવા લાયક થાય ત્યા સુધી અથવા બીજા કાઇ કારણસર કેટલોક વખત ગૃહવાસમા ગાળી, યોગ સમયે પોતાની તુલના કરે પછી જિનમદિરે અઠ્ઠાઇ ઉત્સવ, ચતુર્વિધ સઘની પૂજા, અનાથ વગેરે લોકોને યથાશક્તિ અનુકપા દાન અને મિત્ર સ્વજન આદિને ખમાવવું વગેરે કરીને સુદર્શન આદિ શેઠની માફક વિધિપૂર્વક ચારિત્ર ગ્રહણ કરે કહ્યુ છે કે-કોઇ પુરુષ સર્વથા રત્નમય એવા જિનમદિરવડે સમગ્ર પૃથ્વીને અલકૃત કરે, તે પુણ્ય કરતા પણ ચારિત્રની ઋદ્ધિ અધિક છે તેમજ પાપકર્મ કરવાની પીડા નથી, ખરાબ સ્ત્રી, પુત્ર તથા ધણી એમના દુર્વચન સાભળવાથી થનારૂ દુ ખ નથી રાજા આદિને પ્રણામ કરવો ન પડે, અન્ન, વસ્ત્ર, ધન, સ્થાન એની ચિંતા કરવી ન પડે, જ્ઞાનની પ્રાપ્તિ થાય, લોકથી પૂજાય, ઉપશમ સુખમા રતિ રહે, અને પરલોક, મોક્ષ આદિ પ્રાપ્ત થાય ચારિત્રમા આટલા ગુણ રહ્યા છે, માટે હે બુદ્ધિશાળી પુરુષો ! તમો તે ચારિત્ર આદરવાને અર્થે પ્રયત્ન કરો ચૌદમુ દ્વાર અત્રે સમાપ્ત થયુ

## આરભનો ત્યાગ.

૧૫ હવે કદાચ કોઇ કારણથી અથવા પાળવાની શક્તિ વગેરે ન હોવાથી શ્રાવક જો ચારિત્ર ન આદરી શકે, તો આરભ વર્જનાદિક કરે તે જ કહે છે અથવા દીક્ષા આદરવાનુ ન બને તો આરભનો ત્યાગ કરવો તેમા પુત્રાદિક કોઇ પણ ઘરનો કારભાર ચલાવે એવો હોય તો સર્વ આરભ છોડવો, અને તેમ ન હોય તો સચિત્ત વસ્તુનો આહાર વગેરે કેટલોક આરભ જેમ નિર્વાહ થાય તેમ તજવો બની શકે તો તેને સારુ અન્નનો પાક વિગેરે પણ ન કરે કહ્યુ છે કે-જેને માટે અન્નપાક ( રસોઇ ) થાય, તેને માટે જ આરભ થાય છે આરભમા જીવહિંસા છે, અને જીવહિંસાથી દુર્ગતિ થાય છે એમ પદરમુ દ્વાર

## બ્રહ્મચર્ય વ્રત પાલન.

૧૬ શ્રાવકે યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળવું જેમ પેથડશાહે બત્રીશમે વર્ષે બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું અને પછી તે ભીમસેનીની મઢીમા ગયો બ્રહ્મચર્ય વગેરેનુ ફળ અર્થદીપિકામા કહ્યુ છે ઇતિ સોળમું દ્વાર

## શ્રાવકની ૧૧ પ્રતિમાઓ

૧૭ તેમજ શ્રાવકે પ્રતિમાદિ તપસ્યા કરવી આદિ શબ્દથી સસાર તારણાદિક કઠણ તપસ્યા જાણવી તેમા એકમાસિકી આદિ ૧૧ પ્રતિમાઓ કહી છે તે બતાવે છે—

दसण १ वय २ सामाइअ ३ पोसह, ४ पडिमा ५ अवम ६ सचित्ते ७ ॥
आरम ८ पेस ९ उद्दि ट्ठवज्जए १० समणभूए ११ अ ॥ १ ॥

અર્થ —૧ પહેલી દર્શન પ્રતિમા તે રાજાભિયોગાદિ છ આગાર રહિત શ્રદ્ધાન પ્રમુખ ચાર ગુણે કરી સહિત એવા સમકિતને ભય, લોભ, લજ્જા આદિ દોષવડે અતિચાર ન લગાડતા એક માસ સુધી પાળવુ, અને ત્રિકાળ દેવપૂજા વગેરે કરવું તે રુપ જાણવી બીજી વ્રત પ્રતિમા તે બે માસ સુધી ખડના તથા વિરાધના વગર પાચ અણુવ્રત પાળવા, તથા પ્રથમ પ્રતિમાની ક્રિયા પણ સાચવવી, તે રૂપ જાણવી ત્રીજી સામાયિક પ્રતિમા તે, ત્રણ માસ સુધી ઉભયકાળ પ્રમાદ તજી બે ૮૪ સામાયિક કરવુ તથા પૂર્વે કહેલ પ્રતિમાની ક્રિયા પણ સાચવવી તે રૂપ જાણવી ૪ ચોથી પૌષધ પ્રતિમા તે, પૂર્વોક્ત પ્રતિમાના નિયમ સહિત ચાર માસ સુધી ચાર પર્વતિથિએ અખડિત અને પરિપૂર્ણ પૌષધ કરવો તે રૂપ જાણવી ૫ પાચમી પડિમા પ્રતિમા નામની એટલે કાયોત્સર્ગ પ્રતિમા તે, પૂર્વોક્ત પ્રતિમાની ક્રિયા સહિત પાચ માસ સુધી સ્નાન વર્જી, રાત્રિએ ચઉવિહાર પચ્ચખાણ કરી, બ્રહ્મચર્ય પાળવુ, તથા કાછડી છૂટી રાખી ચાર પર્વતિથિએ ઘરમા, ઘરના દ્વારમા અથવા ચૌટામા પરીષહ ઉપસર્ગથી ન ડગમગતા આખી રાત સુધી કાઉસ્સગ્ગ કરવો તે રૂપ જાણવી હવે કહીશું તે સર્વ પ્રતિમામા પૂર્વોક્ત પ્રતિમાની ક્રિયા સાચવવી પડે તે જાણી લેવુ ૬ છઠી બ્રહ્મચર્ય પ્રતિમા તે છ માસ સુધી નિરતિચાર બ્રહ્મચર્ય પાળવુ તે રૂપ જાણવી ૭ સાતમી સચિત્તપરિહાર પ્રતિમા તે, સાત માસ સુધી સચિત્ત વર્જવુ તે રૂપ જાણવી ૮ આઠમી આરભ પરિહાર પ્રતિમા તે આઠ માસ સુધી પોતે કાઇ પણ આરભ ન કરવો તે રૂપ જાણવી ૯ નવમી પ્રેષણ પ્રતિમા તે નવ માસ સુધી પોતાના નોકર વગેરે પાસે પણ આરભ ન કરાવે તે રૂપ જાણવી ૧૦ દશમી ઉદ્દિષ્ટ પરિહાર પ્રતિમા તે દસ માસ સુધી માથુ મુંડાવવુ, અથવા ચોટલી જ રાખવી, નિધાનમા રાખેલા ધન સબધી કોઇ સ્વજન સવાલ કરે તો તે જાણુમા હોય તો દેખાડ અને

ન હોય તો હું જાણતો નથી એમ કહેવું, બાકી ગૃહકૃત્ય તજવું, તથા પોતાને સારૂ તૈયાર કરેલો આહાર પણ ભક્ષણ કરવો નહી તે રૂપ જાણવી ૧૧ અગ્યારમી શ્રમણભૂત પ્રતિમા તે, અગીઆર માસ સુધી ઘર આદિ છોડવું, લોચ અથવા મુંડન કરાવવું, ઓઘો, પાત્રા આદિ મુનિવેષ ધારણ કરવો, પોતાની આધીનતામાં રહેલા ગોકુળ વગેરેને વિષે વાસ કરવો, અને प्रतिमाप्रतिपन्नाय श्रमणोपासकाय भिक्षा दत्त એમ કહી સાધુની માફક આચાર પાળવો, પણ ધર્મલાભ શબ્દ ન ઉચ્ચારવો તે રૂપ જાણવી આ રીતે અગીઆર શ્રાવક પ્રતિમાનું સ્વરૂપ કહ્યું છે ઇતિ સત્તરમું દ્વાર

## અંતિમ આરાધના.

૧૮ તેમજ અંતે એટલે આયુષ્યનો છેડો સમીપ આવે, આગળ કહીશું તે પ્રમાણે સલેખના આદિ વિધિ સહિત આરાધના કરવી, એનો ભાવાર્થ એ છે કે –તે પુરુષે અવશ્ય કરવા યોગ્ય કાર્યનો ભંગ થએ અને મૃત્યુ નજદીક આવે છતે પ્રથમ સલેખના કરી પછી ચારિત્ર સ્વીકાર કરી " વગેરે યથોકત વચન છે, માટે શ્રાવક અવશ્ય કર્ત્તવ્ય જે પૂજા પ્રતિક્રમણ વગેરે ક્રિયા, તે કરવાની શકિત ન હોય તો અથવા મૃત્યુ નજદીક આવી પહોંચે તો દ્રવ્યથી તથા ભાવથી બે પ્રકારે બે સલેખના કરે, તેમાં અનુક્રમે આહારનો ત્યાગ કરવો તે દ્રવ્ય સલેખના અને ક્રોધાદિ કષાયનો ત્યાગ કરવો તે ભાવ સલેખના કહેવાય છે કહ્યું છે કે —શરીર સલેખનાવાળું ન હોય તો મરણ વખતે માત્ર ધાતુનો એકદમ પ્રકોપ થવાથી જીવને આર્ત્તધ્યાન ઉત્પન્ન થાય છે હું ત્હારું આ ( શરીર ) વખાણુતો નથી શરીર કોનું સારૂ છે ? ત્હારી આગળી ભાગી ગઈ કે શું ? માટે હે જીવ ! તું ભાવ સલેખના કર નજદીક આવેલ મૃત્યુ સ્વપ્ન શકુન તથા દેવતાના વચન વગેરેથી ધારવું કહ્યું છે કે–માઠા સ્વપ્ન, પોતાની હમેશની પ્રકૃતિમાં જૂની રીતનો ફેરફાર, માઠા નિમિત્ત, અવળા ગ્રહ, સ્વરના સંચારમાં વિપરીતપણું એટલા કારણોથી પુરુષે પોતાનું મરણ નજદીક આવેલું જાણવું આ રીતે સલેખના કરી સકળ શ્રાવક ધર્મના ઉદ્યાપનને સારૂ જ જાણે ન હોય ? તેવી રીતે અંતકાળને વિષે પણ ચારિત્ર ગ્રહણ કરે કહ્યું છે કે– જીવ શુભ પરિણામથી એક દિવસ સુધી પણ જો ચારિત્રને પ્રાપ્ત થાય, અને જો મોક્ષને પામે નહીં, તથાપિ વૈમાનિક દેવતા તો જરૂર થાય છે

નળ રાજાના ભાઈ કૂબરનો પુત્ર નવો પરણ્યો હતો, તો પણ હવે " તારૂં આયુષ્ય પાંચ જ દિવસ છે " એમ જ્ઞાનીનું કહેવું સાભળીને તત્કાળ તેણે દીક્ષા લીધી અને છેવટ સિદ્ધપદને પામ્યો હરિવાહન રાજા જ્ઞાનીના વચનથી પોતાનું આયુષ્ય નવ પહોર બાકી જાણી દીક્ષા લઈ સર્વાર્થસિદ્ધ વિમાને પહોંચ્યો સંથારને અવસરે શ્રાવક દીક્ષા લે ત્યારે પ્રભાવના વગેરેને અર્થે શક્તિ પ્રમાણે ધર્મમાં ધનનો વ્યય કરે થરાદના આભૂ સંઘવીએ જેમ આતુર દીક્ષાને અવસરે તેમ ( અંતવખતે ) સાત ક્ષેત્રોમાં સાત ક્રોડ ધન વાપર્યું હવે